આલજ નામ, વેરીના ઘર માંહે જમે, તેના ગુણકા નવ ગમે; વેહેરિનાં જે ફંડે કામ મરદ મુછાળો તેનું નામ; કાંઈક બળ જો મુજમાં હશે, તોતો કામ આ કોઇ થશે ફરગરે નહી વળવાનું કામ, નારી નથિ નમેરી નાપ જોઉં એમાં કેટલું છે જોર, એના બળનો લેઉ અંકોર. રાયે ભમર ચઢાવી શીશ, કાડયું ખડગ કરીને રીસ; સાંભળજે હવે તું તો રંડ પાપે કરતીતી પાખંડ નાંખે ઘાવ રાજા જેટલે,કૌતક એક થયુ તેટલે; નાંખી ચીસ કર કશાએ ણુત્રી, નવ ડર્યો ઉજલી ધણી. જાણે કોઇક ગાજ્યો મેહ, લાગી બીક રાજાને તેહ; જાણે કાટકો માહા ચત્રોર, બ્રાંહ્માંડ ગડગડે તેમ થયોર શોર લાગાં રાઢ મચ્યો માહા જંગ, શેવકશહ કોઇ નહી સંગ, જેમાં જેટલું હતુ જોર, અધીક તે કીધો અંકોર; જેવું પરાક્રમ જેવો માર, કો કોથી નવ પામે હાર, વીકરમ મન વીચારી જોય, નવ હારે જીતે કોય; માહરી મારી એ નહિ મરે, માહરો અરથ નવ સરે; વઢતાં વઢતાં દીન વહી જશે; વીપ્ર વાયદો પુરો થશે; એમ કરતાં પડી છે રાત, વીકમેવીચારી વાત, રાય કહે નહી જાઉ અમો, સુખે બેઠા રહોને તમો. ઉભો રહ્યો છે ત્યાંહાં ડાલતો, વિરતા શું વાણી બોલતો; કરૂં પ્રતીજ્ઞા હું તો ક્ષાત, સાંભળજે તુ માહારી વાત; કંથ આગ્ના લોપે સતી, જુત્રમ જાર કરે જો જતી; વૃત દીવશે જે અન વાવરે, પરણી નારને જે પરહરે; વીપ્ર સાથે કરે જો વ્યર્થ, ગોત્ર હિણાનો લેજે ગર્થ પાટ ધાએ તે પાપી દે બ્રાહ્મણ લાંચ લોભીથી લેઇ જુઠા જે કો બોલે બોલ, અદકું ઓછું જે લે તોલ, વિશ્વાસઘાત કરે જે દોહ, માત બેહેન ઉપર નહી મોહ; કુટુંબ કળેશ ન પરશુ મેળ, ઘ્રત માંહે જે ભેળે તેલ. દુધ પાણી કરે એકઠા, ઉદવશ કરે જો જોગી મઠા, દામ ભગાવે વાળે ગાય, આપ ગરજે કરેઅન્યાય કન્યાવિકરે કરેગાય,શીવની માલ્ય ખાંતેથી ખાંય; વેચે પુસ્તક વેચે સોમ, ઘેગે દેવ વેચે જે વ્યોમ;વેચે કનક વેચે જે ખીર, વેચે રાંધ્યું અન્નાને નીર; આપ્યા-અહંકારજ કરે, આપી વસ્તુ જે પાછી હરે. પંચ ગ્રાસ પમ ભોજન કરે, અહંકાર અદકો મનમાં ધરે; એવાં પાપ માથે લેવ; જો નવ જાઉ શીંગલ દેશ; તેલ કપાસ વેચેજે ગળી સજ્જન બેસતા નવહૈ મળી વસ્તુ વીપ્રની હરે જે લેઇ ધેનુ બ્રાહ્મણ ઉપર દોપ; નાબાપનિ શેવા કરે, મુકી થાનગુ હુંશે હરે; મંદીરમાં કલેશ કરે જેહ-રાખે મેલ પોતાને દેહ; અણુગળ પાણી જેકો પીએ, જીવ મારતાં નવ બીહે; તજે સાધુ સેવા સજન, મીઠી વાત પર રાખે મન એવાંપાતીક માથે લેશ, જો નવ જાઉ શીંગલ દેશ; બ્રહ્મહત્યાનું મોટુ પાપ, વચનમાં જે કોઇ દે શ્રાપ, ગર્ભપાત કરે જો જાર પાડોશી પર રાખે ખાર એવાં પાતીક માથે લેશ જો નવ જાઉ શીંગલ દેશ; રોકી બેઠ તું તાહરો વાટ, લાવું પદ્મની આણી વાટ; તાહરે કરૂં તુજને પ્રણામ તાહરે કહે જે વીકરમ નામ. કરકશી કહે છે પાછા વળો, રાખો મન માંહે આંબળો; જોરા-વર થઇનેઆવજો,હેમાતિ તેડીલાવજો મુજમરડી હવડાતો જાઓ અમથા સમખાવા

તેમ આવ્યો;પાછા જળોન રાખો પેર, પેલે અવતાર લેજો વહેર; એમ કહીને કરકશા હસી,તાહારીવાત માહારેમન વશી;જેમ તેમકરીને ઊગારો જવ,વણખુટે મરેછે દીવ, ફેકટ ફુલ વખાણી જાવ શીંગલ જાવાનો નહી દાવ દોહરા–પાછે પગલે આશ્ચર્ય વિક્રમ વીસજ વામ; સ્મરણ કરયું વૈતાળનું, વીર કરો કામ; ખોદી સળંગ પ્રથ્વી વિશે, અકળીન તે ન કળાય; નીરભે થઇ નીચા ગઇ, તેમાંથી નાઠો રાય. ખણી પ્રથ્વી પાતળમાં, વિકરાળ વિરનું રૂપ; કરશો તે ત્યાં રહી, પ્રથ્વી પેઠો ભુપ; કોઇએ અરમ ન જાણીયો, ચાલ્યો ચતુરસુજાણ; મુંદેલો કરકશા તણો, આગળ આવ્યો પાંગુ; સળંગ ત્યાંહાં તો ચાલી નહિ, કીધો મન વિચાર; ઉપર આવ્યો અધીપત. શીગર દેશ દરબાર; પુરૂષ આકારે પાંહાણછે, કોઇ લાંબો ચોડો પાગ; આ પોળમાં પેશવું, મુકયો મુખ નિશ્વાસ. એવો હોય જુદ્ધ કરૂં, વેહેરીનું લેઉ વેહેર; પવન થકી થાય પાહાણોઓ, તેવી શી એ થાય પેર; પવન ઝાલ્યો તે કેમ રહે અરે આપણી કાય;પછે ક્રમ શું કરૂં, પાહણ પુતળુ થાય.

ચોપાઇ—તેકારજ તે પોળે જાય, પાહાણ પુતળુ કાયા થાય, તે ઠામે આવ્યો અધીપતી; અંતરમાં ચીંતા છે અતી આઘો આવે તો વા ચડે, પથર થઇને હેઠો પડે; મહિપત મન વીચારજ કરે હીંમત મુકે અરથ ન સરે ઉડી અંતરીક્ષ નવજવાય સળંગ ઘુભી નવ ખોદાય, વીર પ્રતે તો આજ્ઞા દિધ, કામ એક કરોતે સીધ; લોહ તણિ એક કોઠી લાવ, પલક માંહે તું વેગે આવ; ધાયો વીર કહેતા તે દીધ લોહ કોઠી ઉપાડી શીશ મુહુરત વાર ન લાગી તાંહ આવ્યો નરપત બેઠા જયાંહ શાબાશ વીર કરયું તે કામ તુજવીણ કોણ આવે આ ઠામ;રાજા બેઠા કોઠીનાં હરી દીધું ઢાંકણું જતન કરી;પવન ન કરે તાંહાં પ્રવેશ, નહી અજવાળુ તેમાં લેશ. મહીપત મન એવી મોહોટીએ, ઠરી રહયો લોહની કોઠીએ; વાયુ રૂપ વેતાળજ થયો કોઠી આગળ લેઈ ગયો ત્યાંનો વાયુ અડયો જેટલે, રૂલોહ પાહાણ થવા તેટલે; મુકયો પાછો જોજન કાર ત્યાંથી તેનું ભાગ્યું જોર; પેસવા માંડયું નગર મોઝાર દીઠા હસ્તી અપરમપાર નઉતમ લોકજ ઊપર ધસે, રાજા વિક્રમ મનમાં હસે, આવ્યાસામટાસહસ્ત્રવીશ, મરે શુંઢ હલાવે શીશ; કરે ગજરના દોહોડય ધાય ધમકે ગાજે ધાયડ ધાય, અરે વીર એ કયમ હારશે, નાસીસ તોએ મારસે. સહુ સાથ વઢશે કયમ દીસંતા છે મોહોટા જમ;સિમવાર થયો તે સહી, કરી ગજરાના ડોળા મહિ; ધાયો રૂદેમાં આણિ રીશ, નાઠા હસ્તિ નાંખી ચીશ;પાછું જોતા કો નવ રહયા રવારણ સહુકો નાશી ગયા, નાઠા ગજતો ધસમસા, વીર વિકરમ બે ખડખડ હસ્યા, પેઠા સીગલ નગરી માહે ઇંદ્રાસન ની શોભા તાંહ શીંગલ દેશની એવી પેર,પ્રગટ પદમની ઘેર ઘેર. બત્રી લક્ષણા -અ-

રવે સોક સ્વપ્નામાં નહી અને શોક ફળે વનસ્પતી બારે માસ, સહુકોને મન લીલ વીલાસ એવી નીકટ જ્યાં ચોકી ફરે, તેની રક્ષા કુણુજ કરે માન સરોવર રૂડાં નીર, દેવતા દ૪ તેની. તીર. લાંબી દ્રાખ બીજોરાં ઘણાં, પુલ્યાંઝાડ તે ચંપા તણાંપાનલવીંગ તણાં તે વન અમ્રત જેવા ચંદન ઘન શીંગલ કેરી વાડી વાડી વીવેક, કહેતાં નાવે તેનો છેક જાણે રત્નાગરની ખાણ, જાણે કો ધર્મની આણ; કુડ કપટ નહી તેનો દેહ, સદા નિરંતર વરસે મેહ; ઊતમ સ્વરથી ગાયે ગીત. પરી પ્રહ્મ ઊપર સહુને પ્રીત; પગલે પગલે શીવ પ્રસાદ સુખ સાગર અતી અલહાદ; સદાવરત ઘેર ઘેર હોય, નવી દુઃખીઓ દેખ્યો કોય જયાહાં જુઠ બોલ્યાનું નેમ,સદા નીરંતર કુશળ ખેમ મહીમા જોતાં અટકે મન.જોવા તે ચાલ્યો રાજન;ધનધન ભુમી મહારૂં ભાગ્ય પુજે દેવ અલોકીક ગાય ધન ધન હરસિધ ધન્ય પ્રવેશ ધન ધન છે આ શીંગલ દેશ. પર કામે આવ્યો ઠાર, સફળ કરો મારો અવતાર ધરે બીક ન મનમાં છેક એટલે દિઠી વાડી એક નીરખી વાડા પેઠો માંહ, સખી જ્હાર બેઠીતી તાંહ. રમત રમે પોતાને મન, જોડે જઇ બેઠો રાજન;પહેરાયાછે સોળે શણગાર;રૂપ અલૌકીક અપ્રમપાર નાટાંગના દેવાંગના, શોભે કુણુ બીજી સંગના જાણે ઈંદ્રતણુ અપછરા; મનનિ મદ ભરી મછરા. પાછું જોયું સઘળીનાર. દીઠો માનવી તેણે ઠાર એક એક સામુ જોઇ રહિ આ કુણુ આવ્યો સ્ત્રી સાથમાં, કેમ ઝાલ્યું આયુદ્ધ હાથમાં, પુરૂષ વેશ જે પાછા વાળો, માનનીઓ કહે સાથે મળો નરપત કહે સાંભળરે નાર, શું બોલું હું વારો વાર.તમમાંથી એક નારી લેશ, જાણુશે બધો શીંગલદેશ;નથી આવ્યો રમવા કારણે,બળ કરી તાહરે બારણે તાહારી ચોકી મુજને શું કરે ખેદ કરે તે નીશ્ચે મરે રમત રમવાને આવ્યો નથી;તુજને લેવાને સર્વથી વોળાવ્યા છે વશમા ઠામ તે એક પદ્દમની કેરૂ કામ આવ્યો છું અમો તમ કાજ માટે શીદ ધરોછો લાજ વચન રાયનાં સાંભળી રહી અચરત દેખી ઉભી રહી એવી વાત તેણે સાંભળી મુખ વચે ઘાલી આંગળી કુણુ દેવ હશે દાનવી કુણુ હશે મોહોટા માનવી.

દોહરા—એકજ બોલી બાળકા, તુજમાં પ્રાકરમ એમ બોલ્યું પાળો આપની નર રાખ્યો છે તેમ; વસમી ચોકી વોળવી, કેમ જીયો તે દુત દેવ હશે કે દાનવી શુંદ્ધ હશો અબધુત નથી ગત માનવી તણી, જે આવે આ ગામ તમે તે કેમ આવી સક્યા કુણુ તમારૂ નામ શીંગલ દેશ કેમ સાંભળ્યો પદ્દમનિ પરઠી કેમ તે વાત માંડી કહો સ્રી બારેના સમ લેવા આવ્યા પદ્દમનિ નથી વાટમાં તેહ; નથીવેઆતી મુલથી. નથી નર ઉપર મોહ;આપ કાજ કે પારકે છો રઈચેલ કે રાય. આળાં વર્તિ આપથી કે અમથી ઇચ્છાય.ઉજેણી નગરી વીશે, જે કરે પરકામ; શેવક શ્રી હરસીદ્ધનો વીક્રમ નર નીજ નામ શબોહર પર નારનો દુખભંજન દાતાર વાચા આવીચળવીમળવર કરૂણીએ કીરતાર કામનીએકાંને સાંભળ્યો હસ્યો તમો જો આધ પુત્ર તે ઈંદ્ર

નો હવડાં માનવ દેહ.દેશમાં માહરે ઢુંઢો ફરે જે કો દુખીઓ જન;તે મુજને આવી કહે તરત મનાવું મન; એક દિવસે એક બ્રાહ્મણે,યહી સ્વપ્નાની વાત પરણી છે કોઇની પદમની રૂડી તેનિ ક્ષાત.હાથણી ઉપર તે હતી, કરહુતી વરમાળ, એક સખી એક સહચરી બુધનીધી તે બાળ;વીપ્રજ વસ્યા કારણે સદા કરયા દશાવીશ;આવવી અ તુજને વરૂ વચમાં આણિ ઇશ નેજ વીપ્ર પાસે ગયો તેતો જાણ્યો તરત તેનાકહ્યા ને કારણે વહાલું કીધું તરત કાષ્ટ કરયાં બહુ એકઠાં, પડતે તો ચેહમાંહ, હઇવ જો આ સંચા થકી હું જઇ પોહોચ્યો તાદ રૂખી રાખ્યો મેં સાંસનો,કરી પ્રતીજ્ઞા કરોડ સાચા બોલો તે સહી જાણુ નરાખો ખોડ વીપ્ર રાખ્યો છે પાસમાં કરી વાયદો વસ્ત;પરણાવું ન પદમણી સમ ખાધા છે મરત;વાટે હાતને મારીઓ હોલવ્યો અગ્નિ કાસ્ટ સીંચાણો સતોકીયો, ઘડી આવ્યો ઘાટ,કરકશા કુંકમનમાં રહ્યું રહયો ઠેકાણે પાહાણ હસ્સી સર્વ હઠાવીયા તે ઇષ્ટ જોરથી આણુ સ્વપ્નામાંતરી સુંદરી,ને કેઇ કહો આપ; જાણો સાચુ નવ કહો તો બ્રહ્મહત્યાનું પાપ એપાઇ—નાહાં એકતો બોલી મુખી સાંભળવા રહી બીજી સખી;સાચુ કહુ સમ દિયા માટ,ગઇતી મળવાની વાટ, રમવાનું થયું તું મન, હતો ચતુરદશીનો દન અતી ઉપન્યો ગાન ઉલ્હાદ,મેં દીઠોતો તેને સાદ. વિપ્રે જેમ કહયું તું તુને, સમણુ તે વાંચ્યું તું મને;પોઢીતાં હું મહારે ઘેર, સમણું પણ સાચાની પેર, તેશુ પ્રાત કરવા લાગીયો, એટલે ઝબકીને જાગીયો વરી સ્વપ્નામાં વિપ્રજ અમો; તે વાત જાણી કેમ તમો.તે વાત નવ કોહો મને, તે તો સમ દઉં છું તુને;વિક્રમ કહે શુણ રામા નીત, તે પંડીતશુ મારે પ્રીત; જે મારા માળવમાં રહે;તે નઉતમ માંડીને કહે તે વીપર કહી મુજને વાણ, તાંહાંથી પ્રીતી વાધી મુજ ઘણી.મનમાં રાખી બાંધી મુઠ જોઉં જ વણું સાચુ કે જુઠ, તે વેળા ઘર કીધું તાજ, આવ્યો વર તમ જોવા કાજ કાને સાંભળીતી જેહવી, મેં નજરે દિઠી નેહ;વિકટ ચોકી મુજને શું કરે, ખેદ રાખેને નીશ્ચે મરે બાળે અગ્નિ બારે, ખેદ રાખેતે નિશ્ચે મરે. બાળે અગ્નિબાળેનીર સીદ્ધ તણિ વીદયા છે ધીર. મહાકાળેશ્વરનુ છે નુર,રરસીધ હાજર છે હજુર; વેતાળવીર ભાંગ્યો છે વીક, પ્રથ્વીમાં નહી કોની બીક, રમો જમો તમે જોબનવેશ. અમે અનારે જાશું દેશ; એવા વચન રાયના સાંભળ્યાં, ત્યારે સ્ત્રીનાં મન ગળ્યાં, જોઇતો હતો એવો આવીયો, ભુપ ત તે મનમાં ભાવિયો;એહ મરદ છે આપણી જોડ. એમાં નથી ખાંપણ કે ખોડ અહીં બીજો આવી નવ શકે, ધિર વીર મહા દાતા પખે આપણે હૈડે વર પ્રિછતા,તે વર આવ્યાછે ઇચ્છતા.કર્મ આપણામા એ વળી, દુધ માંહે કાંઇ સાકર ભળી;તેહ દેશમાંએવી રીત, જેને જેશું આવે પ્રીત; તે નાર તે નરને વરે. માબાપ કો વિવાહનવ કરે; ઇચ્છાવરવરે કન્યાય,તેમાં કો નવ કહે અન્યાય વીક્રમ સાથે હઇડ ધરી વરવા કેરૂ મનજ કરી; બારેસખી વરણુ નીચે, એવરને બારે પરણીયે;વળી વર જોવા કયાંહ, એ

શ્રી અદકો મળશે જ્યાંહ, એમવીચારી મનમાં પેર, રાજાને લઇ આવી ઘેર, મા બાપ પાસ સહુ આવિયાં, વર રૂડો જોઇ લાવીયાં; ગામ નામનું મ્રાકમ કર્યું સહુકોનું મન શીતળ થયું; બધા ગામનો શોકજ સમ્યો, વીક્રમ સહુના મનમા ગમ્યો;સહુસં ગે હિંધાંસનમાન પાસેમુકયાં ફોફળ પાન, વીક્રમ માન પામ્યાં છે ઘણું હરખ્યુ હઇડુ તરૂણીતણુ ભોજન કેરી વેળા થઇ ત્યારે ના રાજાએ કહી જાશું અમો ઉજેણીતીર; ત્યારે મુખમાં લેશું નીર હરસીધ તણીતો પુજા કરૂં અન ઉદક તારે મુખ ધરૂં સહુ સાથે ગીય કીજીએ કન્યાદાન કોડે દીજીએ વલમંગળનો માંડયો જંગ. બારે ઘેર વ ત્યો છે રંગ. જેના ગામની જેવી ચાલ, કરી રીત આપણુ તે વાલ; લગ્ન તણીતો વેળા થઇ, તાહારે રાજા બોલ્યા સહી; જે વચન આપે મુજ હાથ, તે પરણે મુજ ખાં ડા સાથ, વચન લોપ માહારૂં નવ કરે. જે કહિયે તે કાનેધરે, પર દુખભંજન કહે વાઉ, ગાનો વેચ્યો હું નવ વેચાઉ મહારી વેચી જે વેચાય, તે ખાંડાની સ્ત્રીથાય, મે હેલ ગયા કેડે માહારી, આગળથી કહુંછું જાહરી વાટમાંગરજુ પેદા થયા, નકારમે નો નવ કહેવાય ઓઝલપદદે રહી જાહરે, કરૂ સંગ સ્ત્રી તાહરે તારો કેડે મારી આથ બોલી તે ધ્રીને હાથ એ પરહણુ પ્રથમ હું કરૂં ત્યારે કેડે ખાંડાથી વરૂ; હું નવ ઝા લુ તેનો હાથ વીકરમે એવી કીધી વાત. પછે દોશ નવ દેયો કોય. આગળથી ચેતાવ્યું શોય, દોહરા-વચનદિધું બારે સખી રાય ન કરશો રીશ; વણમુલ જે વેચાશો તમારે ચરણે શીશ વચન તમારૂં પાળશું, અમ પ્રતીજ્ઞા એહ;આણ તમારી લોપીએ. કદિ થાજો દેહ પ્રતીજ્ઞા એવી કરી ધારણ રાખીધીર;ગાંધરવ વીવાએકરી, પરણ્યો વીક રમવીર; ડંકાનુ નેતળ ગુડ઼ો, પનણી ઉડયા પાટ હળહળકરીને શીખદો, જાઈએ મા ળવવાટ. દ્વાદશ શણગારી કરતની તે પર બેઠી નાર; એક સખિ એક સહચરિ રૂપ તણો અંબાર; ગજ ઉપર ગજ બાજની ગજ ઉપર ગજરાજ; છત્ર ચમર રચના રચી, કરત્રીન સરખા કાજ;રાજીત્રમાહલ વાજે ઘણા, ઓછવ મંગળ થાય; શીંગલ દેશ સોહામણા, દેખી રીઝયોરાયે ચોપાઇ—હસ્તી ઉપર અનોપમ ઝુલ ભરયાં રત્ન મોતી અમુલ સાસરવાસો કરોડજ તણો વર્યો માલ ખજાનો ઘણો કરી વળામણ મા ગી શીખમનમાં નઆણેકોનીબીક; મુકયો ત્યાંથી શીંગલદેશ, માળવ પંથ કર્યો પ્રવે શ રાજા કહે કાંઇ ઘડાવો ઘાટ, વસમીછે જાવાની વાટ, કાંઇક પેર કરો તે તણી વિકટ વાટ ચોકી છે ઘણી, પદમણી કહે સ્થીર રાખો મન. બીક નથી એ વાટે વન,આવ નારને ચોકી દમે, જનારાને પગે નમે; આવનારો આવે મહા દુખે, જનારો વાટે જાય સુખે; દુષ્ઠ ઠેકાણું મુકયું ત્યાંહ, આવ્યા બેઠી કરકશા જ્યાંહ, રાજાએ ત્યાં દીધી આશ. લાવ્યો પદમની હું તુજવાસ; સવાલ કરો બેચારજ વાર,આપ્યો એક અમુલક હાર. તુજ સમો કોઇ નહિ ધીર,વિરજીત વિકરમ વીર;સુંઠ ખાધી તે તાહરિ માય, બાકી તો બીજા નવ જાય. શીખ માગીને મારગ લીયો,સીચાણાને આજ્ઞા દીયો;સી

બેઠી જોતી વાટ.રાજા ઉતર્યા તેની ઘાટ, એક એકને દેખી ઠરી આગતા સ્વાગતા અદકી કરી, તે દઇત્યનો જોડયો રથ, ભર્યાં અલ્લેખેસવળો ગર્થ ખાતા ન ખુટે નીઠ નહી,એટલું એટલું ધન ભર્યું રથમહી.આવ્યો માલ ખજાનો હાથ, તે સ્રીને તેડી સાથ,અહરનીશ હીંડે જેટલે, ક્ષીપ્રાગઠ દીઠી તેટલે માતાજી હરસીધ પ્રતાપ, આવ્યા અધાપતિ આપોઆપ; થયું નગ્રમધે જાણ. આવ્યા વિકરમવીર સુજાણ; પડવજડા-વ્યો છે પુર માંહ. પ્રધાન વજીર સહુ સામા જાય. હસ્તી દીઠા વિકરમ તણા; અચરત પામ્યા લોકો ઘણા, લાવ્યો વિકરમ એ કઠલાજ, શકે ઇંદ્રનો લુંટયો વાસ; ઇંદ્રનો શકે ઉતારયો ગરવ, સમરથ આણી એની સરવ, શકે કુબેર તણો ભંડાર. અલખ દીઠી અપરમપાર;શકે માનસરોવર ગયો, શકે વરસાદ મોતીનોથયો;શકે ઇશ્વરતુઠ્યા એહને, કીધા દેવાંસી દેહતે;આંબળા પ્રમાણે મોતી મુલ. તેહતણી ભરીછે ઝુલ દીઠી પદમણી ગુણવંતી ઘણી.એ સમરથ સુરનાયક તણી;એહ વીમાન વીમાસણ કરી રઇયત જોવાને તરવરી;પુષ્પ મોતીએ વધાવીયા- સભામાં રાજા આવીયા, કુમકુમ ચંદન તે અરચીયા પાથ,તેડી બ્રાહ્મણ પુજ્યા પાગ; સ્વપ્નામાં તમે જે વરી તે આ-ણી મેં હાજર કરી;ઓળખી તમાંથી લીજીએ. હસ્તણી સહીત તેને દીજીએ, જાણી એ તમને શાહજ કરો, તેને પરવરો;બ્રાહ્મણ જુવેને કરે વીચાર, કન્યા તો દીઠી દસ બાર; અમુલખ હસ્તી અમુલક ધન, તે દેખીને ટળકયું મન; ચીત્રામણ લખ્યોહોય જેમ રહયો ઉભો વીમાસી તેમ જોગ કળેવર નોહે પ્રાણ, જેમ બુડયાં હોય સાતે વહાણ; જેમ વાંઝણીનો પુત્રજ મુઓ, જેમ વીજેમ વિનાનો હુવો. જેમ તર લુંટાણું નેટ,પડયો ધ્રાસકો તેને પેટ.નવ બોલે મુખેથી તેહ, થરથર ધ્રુજે તેની દેહ,જાણે હવડાં જીવજ જશે, જાણે હવડાં ઘેલો થશે;જાણે હવડાં પડશે કુપ, એવું રૂપિનું દીઠું રૂપ,

ચોપાઇ-વીક્રમ વાણી બોલીયો, સાંભળ વીપ્ર મહારાજ; આતરણી તમતણી, બળતાતા તે કાજ; રેહેવાતું નહોતું અહવડી, [illegible] કરતાતા દેહ. નેત્ર ઉઘાડીને જુવો, પ્રગટ તરૂણી તેહ; તોય વીપ્ર બોલે નહીં; ન સુજે એક વીચાર, ગદગદ કંઠ તેના થયા, આંખે આંસુ ધાર, જાણે તાન મહારૂં તજ્યું. દેખી કેમ ખમાય; નરપતતે કહી નવ શાકયો, આકુળ વ્યાકુળ થાય નરપતે જાણ્યું નર મરે તોતો હત્યા થાય; પુન્ય કરતાં પાતિક થવે. રૂદે વિચારયુ રાય,તેહ ઉપન્યો છે મન વીશે કે ગજઉપર હેતઃ કે અચરત છે તેહને થયો અચેત.

ચોપાઇ-વીપ્રને કહે રાજા વાણ.જેને માને તેની આણ; તાહરી સંખ્યા નીષ્ફળ થાય સુકિત સાત જન્મનું જાય; તાહરા મનમાં હુશાજ હોય. કેહેતાં કેક કરે નહી કોયઃ સાચું કેહેતાં આણું રીશ, તો તાહારા સમ માહારે શીશ; કહે વીપ્ર સુણ વીક્રમરાય, માહારા મનમાં ચીંતા થાય, સમ દીધા માટે કહું; નીકર મનમાં જાણી રહું; ગમેતો વચનાહારજો,ધમે તો હવડાં મારજો; સાચું કહુતમ આગળકથી

માહારૂં છુટવા કાંયે નથી; આપેજીવ છે તેતો જશે. સાચું કહેતાં માઠું થશે; તમો મુજ ઉપર કોપશો, લાજ માહારી તો લોપશો; મેં દીઠું શમણામાં જેહ, આકારે ઓળખાવી તેહ; તમે ઓળખી મનમા લહ્યું. કે દહાડે સુજને નવ કહ્યું મનમાંહે રાખ્યો કાયદો,સાનતણો કીધો વાયદો;સાંભળતાં મોકલતાં મુને, તો સત્યવાદી જાણુત તુને; એમ એ નારી પરણુત મને, શીદ ભ્પાડું કરત હું તને જાગ્ય કરતાં હું ત્યાં જાત,સર્વ તમો આગળથી થાત તો તમને આશીરાજ દેત;અસ્ત્રી સાથે લાહાવોલેત, સુજને રાખ્યો ઘેર છેતરી, કન્યા લાવ્યા કપટે કરી; દુઃખભંજન એમ નવ થવાય. આપ વિચારો મનમાં રાય; પરદુઃખભંજન મારૂં નામ, કીધું રાજા તારૂં કામ.સકળ લોકના પુર્ણ તમો; નાહરા પરદુઃખભંજન અમો, તને ન મળ્યો હોત જામતી, તો ક્યાંથી દેખત કામની; મેંતો કામ તમારૂં કર્યું; સ્ત્રીઓ ધન આગી ઘર ભર્યું, રૂપવંતા ને કન્યા પન,હાથજી ઉપર માહારૂં મન;હવડાં કર્તા તે કરજો કાલ,સત્ય રાખો તો સઘળુ આલ, આ સર્વ છે મારો માલ, ભુપત કહીએ ને મન ભાવ, એક પરણુને પરણુત બાવ; અસખ્ય સામત અપ્રમપાર; બ્રાહ્મણના થાશો ભોગીયા. સાત અવતાર સુધી રોગીયા. ગર્વ માહારાને કરશો ગરક; તો નરપત જઈ પડશો નરક; સઘળી સ્ત્રીનો સઘળો ગર્વ,એ સરવે તે માહારો અર્થ, કષ્ટજ માહારૂં મહીપ ! કાપ,સત્યપાળે તો સઘળું સ્થાપ, રીસ કરો તો મનમાં સાંખ, આપ મને કે મારી નાંખ.દીધી પ્રતિજ્ઞા માટે કહ્યું લક્ષણ લોકો સર્વે સહુ પુછો આ લોકોને ન્યાય, કોહોને એ સરવે છ-ન્યાય. એ તો સાચું બોલ્યા અમો, મમ ગમતું કરજો તમો; લોભાયા થાઓ તો લેઇ જાઓ નહિતર આર્યો આશીંગલ શાઓ. દોહરા–રાજા બોલ્યા આનંદીઓ, સત્ય કહ્યું માહારાજ, તમ પ્રતાપ હું ત્યાં ગયો, તો રહી મારી લાજ. વગર મેં તાંણે ગયો; લીધું તાહારૂં નામ;એ રામા રીઝી સહુ, કરી આવ્યો છું કામ, તમ પ્રતાપ જોગ આકમે,તવ કર્મ તેમ કરી, જન ચરણે તમ નંમીએ, આજ્ઞાનાં એ મહારાજ; કે તો પણ કામની દીધી. ફરી ફરી આણી હેત; અરથ ગરથ ને રતન રીધ, સ્ત્રીઓ સરવે સમેત; અચરજ પામ્યા અતીક જન, આ[illegible] પામ્યા અપરમપાર; આપીને ઉલેટ્યો, ક્ષણ ન લાગી વાર; ઉર હરખ આનંદ ભેર, દાન દક્ષણાથી દીધ, નીર [illegible] છાંટીયા, કામ મનાર્થ કીધા; તતક્ષણ તેડી તારુણી, સોંપી વિપ્રને હાથ, [illegible] મન શકી, એક બોલી રાજા સાથ, રીસ ના કરશો રાયજી, કહે તો કહું [illegible] આપણી સ્ત્રી આપવી, એ તો મહા ઉત્તમ દીઠું નથી સાંભળ્યું નથી લીધું એક આમ; સુજને સોંપે પોતાની તેનું તે શું નામ. ભાનના એકજ બોલતાં [illegible] નાર; મોહોલે રાખે નારીઓને, એક તે રમવા સાર, બાર ન પરગુ પ્રેમદા; કષ્ટ ન મુકશે ધીર; અભડાવું અંગે નહિ, મારૂ શુદ્ધ શરીર. લક્ષ્મી ખરચે તેહની, મારે તેની [illegible] વાર; આપે તેનું ધર્મ છે; ભોગવે તેની નાર; વિદ્યા ભણે તો તેહની, ભજે તેના જ-

અજ્ઞાન; વરત કરે છે તેહના, દે છે તેના દાન. કાં સત્ય ચુકાવો સાધરાં, કાં બોલ્યું અણબોલ્યું કીધ; નારીયો નીરખી જદા, તદા વિપ્રને દીધ, ભામની કહે રાજા ભલે સુણી મેં સેહેલ; મનમાં જાણ્યું માણશું, મહીપત કેરા મેહેલ; હીંચોળા ખાટે હીંચશું પોહોડાં ચાવશું પાન; રમશું રમતને સોગટાં, દેહશું રૂડાં દાન, પડી એમાં પંડાત ધરે; આખર ભુંડી ભીખ; વૈભવ શો છે વણજમાં; શાણાને શી શીખ; ભુંડું કાંઇ નહિ ભીખથી, માગ્યાથી રૂડું મરણ; ભીખારી નામ ભલું નહી, તુછ છેક તે તરણ. વીક્રમ કહે વિનતા સુણો, દેહથી ટાળો દુખ; આશા પુરે ઇશ્વરી શીવજી કરશે સુખ, મેહેલે જ મહિપત તણા, નવ હુંકા નવ લાખ. શોભાવંત સુંદરી, સુગ્નાયકની શાખ; શામા હાથે સમરપીયા, પરવાળાની પાટ; અલખત ઇંદ્રાસન તણિ, કનક હીંડાળા ખાટ. બાર બાર ગામ એક અકને, લખ્યાં ત્રાંબાને પત્ર; સમરપણ સખી શહિત, શીર શોભાવ્યું છત્ર; સુખ પમાડી સુંદરી, રૂપ ઢાળ્યું તે દેહ; પાળ્યાં લાડ પ્રજા તણાં સદગુરૂએ કીધિ શેવ; કહે પુતળી ભોજ સુણો કરયાં એવાં પરાક્રમ, તે નિરખ્યાં અમો નેહશું, માનવતી માહારૂં નામ; નિશ ચરચાએ નીકળ્યો દિઠો તે દેવ કઇ સ્વપ્ન હતું તે સાચું થયું; કોડે ટાળ્યું; કઇ પવિત્ર કો નહિ પુન્યથી, પાપીથી નહિ પાપ; પુણ્યવંત જે પ્રાણીયો. ઇશ્વર જાણે આપ નહિ પુન્યથી, પાપીથી નહિ પાપ; પુન્યવંત જે જે પ્રાણીયો. ઇશ્વર જાણે આપ દાતા તેતો દેવલા, દાતા; તેતો દેવ; દાતાસીધું સેવતા, દાતા સકળ સેર. દાતાની કીરતી થઇ દાતા રીઝે રામ; દુનીયા જીવે દાતારથી, કે મોટા ભગવાન, ભોજ ભારથ સાંભળ્યું, વીકરમ તણો વિલાસ; પુરણ લક્ષણ પંડિતે, કવિતા કાળીદાસ; નીરમળ ગ્રંથ એ નિપન્યો; પટેલ તણો પ્રતાપ; સીંહુજ શિરોમણ ગામમાં, પ્રથ્વી પરસિદ્ધ થાય; શ્રીગોડ માળવી વીપ્ર શુભ; વીરેશ્વરનો તન, સેવક શીવ શક્તિ તણો, નીરમળ રૂડુ મન. રાગ ન જાણુ રાગણિ, ભગવંતનો નહિ ભેદ, લઘુ દીરઘલહયુ નહી વાણી વ્યાકરણ વેદ; બ્રાહ્મણ ભાટ ચારણ સહુ અન્ય કવિતા હોય; શેવક હું કવિતા તણો, ખોડમાં દેશો કોય, જે બુદ્ધદીધી સારદા, સાંભળી જે વિક્ષાત; જેવું સંષ્કૃત શોધિયું, તેવી વાણિ વાદ: જમણોકર જે ઉપરે. તેના ઉપર બોલ; જેવું પુન્ય કરૂ હશે તેવું પ્રાક્રમ તેહ; વીક્રમ પ્રાક્રમ વખાણીયાં એક કહેવાણો આપ, મુળ મહિમા એતો કહ્યો; મોઢા પુન્ય પ્રતાપ, સામળભટ કહે સાંભળો, દલથી કરજો દાન; આ લોકે જશ પામશો પરલોકે હરી માન ગાય શીખેને સાંભળે, કરે પરમાર્થ પુન્ય; ઇશ્વર આશા પુરસે, નિમેશ ન રાખે નુન્ય; શાચાને સાચુ વશે, જુઠાને દલજુઠ; ગરવાને ગુણનિધાનશે અહંકારી મન ઉંઠ સત્યવાદી મન સોહામણું. મોટાને મન મીત્ર; પાપી મન પાખંડ વશે, પુન્યવંતને મન પવીત્ર શ્રોતા વકતા સમજતા, કેહે કવિતા કરજોડ સામળભટ સાચુ કહે જેજે શ્રીરણછોડ. એમ કહીને પુતળી, આપે ગઇ આકાશ, એહ કથા પુરણ થઇ કહે રવિ શામળદાસ.

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૧૦-૦

મીરાંબાઈ ભાગ (૧-૨) સચીત્ર દરેકના ૦-૧૦-૦

રામલીલા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૧૦-૦

વીણાવેલી ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૧૦-૦

સતિ દ્રૌપદી સચીત્ર ૦-૧૦-૦

મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ સચીત્ર કીં. ૦-૧૦-૦

રાજ કઠીઆરો સંપુર્ણ ૧-૪-૦

રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦

સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦

પતિનારાયણ વૃત ૦-૬-૦

સત્યનારાયણની કથા ૦-૬-૦

વારાંગના કે દેવાંગના ? ૦-૧૦-૦

બત્રીસ પુતળીમાંની જુદી જુદી વાર્તા ૧ થી ૧૦ ભાગમાં સચીત્ર દરેક ભાગની કીં. ૦-૮-૦

કામલત્તા સચીત્ર ૦-૮-૦

સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારામતી ત્રીઅંકી નાટક સચીત્ર ૦-૧૦-૦

ચિતોડનો કુસુમ કીં. ૦-૮-૦

પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦

રૂષિરાજનાં પદ સચિત્ર કીં. ૦-૮-૦

ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી (લગનનાં ગીત સાથે) ૦-૮-૦

જુલ્મી જનેતા યાને પરિવર્તન સચીત્ર ૦-૧૦-૦

હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦

જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦

રાજા હરિશ્ચન્દ્ર હરિગીતમાં સચીત્ર ૦-૬-૦

બોડાણો ભાગ ૧-૨ સચીત્ર દરેક ભાગના ૦-૧૦-૦

પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦

પારસમણી ૧૯૨ પાનાં ૦-૮-૦
,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦

ભક્તશીરોમણી પાનાં ૧૯૨ કીં. ૦-૧૦-૦

ઝેરી ઝવેરી સચિત્ર કીં. ૦-૧૦-૦

એકજ પૈસો સચિત્ર કીં. ૦-૮-૦

ભકતશીરોમણી પાનાં ૨૫૬ કીં. ૦-૧૦-૦

પવિત્ર લીલાવતી (હરીગીતમાં) ૦-૬-૦

સતી તારામતી વાર્તામાં સચિત્ર ૦-૧૦-૦

કોણ ચાલાક ? સચિત્ર ૦-૧૦-૦

## वारता ५ मी पंचडंडनी.

### હંશ નામની પાંચમી પુતળી બોલે છે તે રાજા ભોજ સાંભળે છે,

શ્રી ગણેશાયનમ; શ્રી શારદાયનમ; દોહરા—શ્રીસરસ્વતીને હું નમું,પ્રીતેપુજા પાય કરૂણા દ્રષ્ટે જુઓ તમો,તો સકળ મનોરથ થાય; આદ્ય શક્તિ તું ઇશ્વરી; આ સુર પતિ જેહ; નવેખંડ વ્યાપી રહી, સ્થાવર જંગમ તેહ. જેને તુજ કીરપા હવી, થયું તેને કલ્યાણ;ન્યુનતા એકે રહી નહી; જોતાં એહ પ્રમાણ. દસરથનંદન નર્ક નિવારણ, એ તરવાનો ઠામ; મહારાજ રાજેશ્વરો, રાવજી લોચન રામ; ભોજરાજ મન હરખિયો, લાયક મુહુરત લીધ; શીંહાસન શુદ્ધ કરાવિયું, શોભાવિધ વિધ કીધ; પંડિત પુરાણિક વેદિયા, મલ્યા વિપ્રને સુજાણ;કીધી શોભા અવનવી. જાણે ઉદીયો ભાણ, શીંહાસન પરપગ ધરેભુપત ભોજ રાજ્ય બોલી હંસા પુતળી, ભોજ ન ધરશો પાય, એ સિંહસન ઇંદ્રનું, અતુલ તેજ માહા મુલ્ય; એ ઉપર બેસો તમો, થાઓ વિકરમ તુલ્ય. પાળક ગઉબ્રાહ્મણ તણો, પરનર સહોદર જેહ; એવો જે પેદા થશે, આસન બેસસે તેહ. એહઆશન છે દેવનું ઇંદ્રાસનનું સાર; આભુષણએ સ્વરગનું, તેજ તણો અંબાર; કહે ભોજ સુણ પુતળી,આશન એહ અમુલ્ય;વિકરમ હાથકયમ આવીયું જેસ્વરગ સમ તુલ, પંચડંડ તેને જડયા. તેણેતે શું થાય; તે કયમ જીતી લાવીયા, પાતે વિકરમ રાય. તે ડંડે પ્રાકરમ કરયું, પ્રતાપ કરયો શીપેર; જીત્યાડંડ-શારા કરમે, હતા કોને ગેર; તે સુણવા ઇચ્છુઅમો. જેહ કરયું પરકામ; તેવા પ્રાક્રમ હું કરું, તો બસુ એણે ઠામ,ચોપાઇ—હંસા પુતળી બોલી વાણ, સાંભળ રાજા ભોજ સુજાણ, ઉજેણીનું કરતો રાજ,અસત્ય અન્યાય નથી તાજ, તેણે પ્રાક્રમ કીધું ઘણું, ચલવે રાજ પોતાતણું; ધર્મવંત સહુ બધા લોક, નહિ કોઇને વ્યાધી કે શોક;સીંહાસન તણી, વિસ્તારી કહુ શો ઘણી; કહે વાત તેની વિસ્તારી. સુણ મહારાજા હેતે કરી, નગ્ર ઉજેણીઅતી અનુયારાપ કરે વિકરમનર ભુપ. અતિપવિત્ર અષ્ટાદશ વર્ણ, કરન કથા સુણે નિત કર્ણ; વિપ્ર સહુકો પ્રશ્નોતરી, વેદપાઠીત તે અગનોતરી; ક્ષત્રિ રણવટ કુદિ પડે, ગઉબ્રાહ્મણની વાહારે ચડે, વઇદ કરે વેપારી હાટ; ધર્મતણી ચલાવે વાટ,શીળવ્રતસહુ લોકજ અતી, પતિવ્રતા ધર્મ પાળે સતી એવો રાજા ચતુરસુજાણ, કોઇ કોઇની નવ લોપે આણ.

દોહરા—એકસમે રાજા ચડયો,દેઇ દાદમે ઢોલ;ધમકારો પૃથ્વીગરગંડ, વાજાં વાગે ઘોર, આગળ હારહસ્તી તણી, મદ ઝરતા માતંગ;ધજા નેજા અતી શોભીત, શીંદુર ઓપીત અંગ; અંબાડી અંકુશભલા; અઇરાવતઆકાર;બીજા ગજ અતીઘણા એવા શાહબાજ તાખાર. અરબી કચ્છી મુલતાની ખુરાશાની કાશ્મીર; કુતલ કારા કાબા સુરપુર રણધીર, ઉજવળ અલખ બુખરા, લીલા પીળા રંગ, જડીત્ર પલાણ હીરે જડયા અતા અતળીબળ અંગ અનેક રથને પારખી. અનમી અતી અસવાર;ચડયા;

વેદાંત વાંકડા; ગુગ્રમ મહા ગુઝર કંઈ પાળા કંઇ પાખરી, કંઈ વાજા ચેહેચાટ,કંઇ નાટકચેટક ભલાં. ભભણુતા ભુપત ભાટ,જશવંતાના જશ ભલે પીંપળ પાઠ પુરાણ ગુહ ભેદ ગણુ બહુ ગણે. દે મન ગમતાં દાન; વિક્રમ વાડી સંચર્યો, રમવા કારણ આપ, શેષ નાગ લાગ્યો સકળવા, દુશ્મન લાગ્યો તાપ, સામદ સાથે સંચરયા, તેની શોભા દેહ; ચઢયોરાય દઇ દુંદભી, જેમ અષાડો મેહ, જેમ ગાજે સીંહ વનમાં, જેમ પરાકિ પુર; વિક્રમ સંગ સેના ચઢિ, સામદ સઘળા સુર જેવો બઢ લંકાંપતી જેવો અવનવે ઇંદ્ર જેવો અરજુન હસ્તિનાપુર; તારા મંડળ જેમ ચંદ્ર તણો પ્રતાપ છે. ભલ પણ કેરો ભાણ; એવે પ્રકારે નીસરયો, વિક્રમ વિર સુજાણ; આવ્યો વાડીયે અતી સુખે; દીવસ ચડ્યો ઘડી ચાર; તનરત કરે નૌતમ ભલા, ઓપીત અપરમપાર રંગ ઓછવ અહકો કર્યો- સજ્જનને સનમાન, પુન કર્યાં બહુ પ્રિતશું, દીન પાત્રને દાન. તે શોભા સુખ નીરખતાં, દાના હરખે મન, કરવી કલાઇ ખાઇ મરે, શોમ તો છાંડે તન દીવસ પહોર રહ્યો પાછલો, પુર અસ્વારી પેર; કંચન મેત્ર વરસાવતે, જવાં માંડયું ઘેર. જાણુ ઉજેણમાં થયું, આવ્યો રૂડો રાય, શોભા જોવાકારણે, ભુવન ભુવનથી જાય. કામ અધવચ કોનાં રહ્યાં, કર્યો લાભ તે તાજ, બ્રાહ્મણ ભણતા ઉઠીયા,નરપત જોવા કાજ કોઇ મેહેલે કોઇ માળીએ, કોઇ ઘર કોઇ બહાર, અટારીએ નારી ચઢે; નહાના મહોટાં નરનાર, રાજાનું મન નીરખતા, ઉત્કટ અંગ અપાર; ઇશ્વરને વહાલો ઘણો. દાતાને મુત્રાર એમ વિચારી સંચરે, નહાનાં મહોટા વાગ, મગા આગંખેદ મેદની; નહિ પગ મેલણુ માગ, કાન પડયું સંભળાય નહી. વાજે ઘોર નીશાન,એ રીતે નગરમાં, વિક્રમ વીર સુજાણ. ગજ ઉપર વાહન કર્યું, છત્ર ફરે છે શીશ, સ્નેહે સ્નેહ બહુ સંચર્યાં, પહોર પાછલો દીશ. અધવચ વચમાં આવીયા, ત્યાહાં ચાંચણુનું દ્વાર; ત્યાંહાં એક કઉતક નિપજ્યું, કહું સંક્ષેપે સાર.

ચોપાઇ—દેહમની ઘાંચણુનું નામ, તે ત્રી રહી તેણે ઠામ, મહીપત આવે મહેલની પાસ, તેણે ઘેર બોલાવી દાસ.જાઓ માળીએ વારો છાર. કરો અજવાણું ઘર ઘરબાર, કહે દાસી આણો કાંઇ લાજ, આવે છે મહીપત મહારાજ. હવે છાર ત કયમ વાળીએ. ઉડે રજ મેહેલ માળીએ. તો આપણે શીર દંડજ થાય. ઘરબાર ખુંચી લે રાય. વચન સાંભળ્યું દાસી તણું દમની મનમાં કોપી ઘણું; છાર વાસરે ભુંડી રંડ, મહોટા રાય શું દેશે દંડ તને મારે તો ડંડજ દેઊ: કહે તો સરવસ્ત ખુંચી લેઊ; કહે તો ઊરાડું આકાશ. એટલું જોર રાખું છું પાસ. તાહરે રાજા કયમ કહ્યું. મહારૂં વચન કેમ લોપે તું. જા ઊંતાવળી વાળે છાર રાજા આયન લાગે વાર; સુણી વાત વીમાશણુ પડી. તતક્ષણુ દાસી મેહેડે ચડી. ઉડાડી રજ દાહસ ઘણી અસ્વારી આવી રાજાતણી. ઉડતી દીઠી અહકી જેહ. રજ ભરાતા રાજાની દેહ ઉડાડે રિશે બહુ છાર. ઉડી છાર થયો અંધાર.ફુટ ફુટરે તું તો ફુવાર. શું ઉડાડે હ-

વડાં છાર; અધીપતી આવે ઉગ્યો ભાણ; કયમ રંડાછાંટે અજાણ, તો વારી તેની ન રહી, જેમ વારે તેમ બમણી થઇ; ત્યાં છુટયા વિશેક જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ; કોણે મુકી કોણે લાત, કોણ કુતરા કેરી વાત; છુટી હાથથી માઠી ત્યાંહ, આવી દમની બેઠી જ્યાહ. તમારે કહે હું તો ગઇ, અહમુઇ મારતાં થઇ; મારી ધંરેભાંગી યાંહાંડ, તુજમાં બળ હોય તે દેખાડ. મુજને મારિ મોહોકમપણું, તે પાણિગયું તમતણું, કોપી દમની સુણતાં વાત, લીધો ડંડઘરમાંથી હાથ. આગળ ત્યાંહાથી નીકળી બહાર. સામા આવી તેને ઠાર; કોપી વાત સુણીને કારણ. મારગ રેખા કીધિ ત્રણ, રસ્તા રેખા ત્રણ થઇ, અસ્વારી તો થંભી રહી; રોકયો મારગ રૂંધી વાટ, જઇ ન શકે કો આગળ વાટ. સહુકો સ્થંભી ત્યાં રહ્યું જાણ રાય વિક્રમનેથયું; કોઇક કામનીએ કીધો કોપ મારગ વાટ થઇ છે લોપ. રૂંધી વાટ જાવાની માપ; રાજા આવ્યો આપો આપ; ખોદી ખોદાય ન પાડી પડે. અધીપતને મન અચરજ અડે, અનેક પેરે કીધી બહુ ભેદ, તોહે પાર ન પામ્યા ખેદ; અડાડયા હાથી તે સાથ, બેલદાર વળગાડયા હાથ. ટાંકે ટાંકી નવ દંકાય, ખુણો એક ઓછો નવ થાય; આવિ પદમની ડંડજ હાથ. બોલી શ્રી વિકરમની સાથ; બળ તણું નહી રાજા કામ, અભેદ ભીંત છે એનું નામ; પંચડંડ ધરાવે જેહ, પાછી ભીંત કરે જન તેહ.

દોહરા—સુંઠ તણો એક ગાંઠીઓ; નથી ખાધો કો માય; નથી સુછ સુખ કો તણે, જે ભીંતજ પાછી થાય. વચન સાંભળ્યું તે તણું, મનમાં થયો ઉચાટ; પાછો ફરીયો રાયજી, બીજી લીધી વાટ, ગેર આવ્યો મહા દુઃખમાં, નવ કીધું ભોજન, પ્રાતુસકાળ સભા ભરી, બેઠો તે રાજન, ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક, શાતીને સુખ ઉપન્યું, રાજાને મન શોક, રાજાએ તેડું મોકલ્યું, તેડી દમની ઘેર; મેહેણું દીધું પંચડંડનું, પ્રિતે કહો તે પેર. પંચડંડ તે નામશું; તે છે કોનેહાર; કેવું છે કારજ વડું, હું જાઉં તેઠાર. તે મુજશું બોલો તમો. સાચી જે શુભ વાણ તેમાં ખેદ કરું અમો, તો ઇશ્વરની આણ.

ચોપાઇ—દમની કેહે સમ નવ દો તમો, હવડાં કહીએ તે અમો, વગર સમજે કહુ પજે વાણ; પૃથ્વીપત ખોશો કંઈ પ્રાણ; કન્યા માહરે ઘેર અનુપ. પ્રથમ તેને જીતો ભુપઃ રમત કરો સહુ એકઠી, શેત્રંજ ગંજીફો સોગઠી રમો જયો જે ઉપમા કરોડ મહારી પુત્રી કેરી જોડ; એ જીત્યાનો જશ કહાવસો, પંચડંડ જીતી લાવસો, નહી જીતો તો પુત્રીની પાસ ડંડ જીત્યાની મુકો આશ.

દોહરા—તેને તમો જીતસો; તો મુજને વિશ્વાસ. નહિ તો કામ સરે નહિ; મુકો તેની આશ. એવું કહી પાછી વળી. મંદિર તે તતકાળ; કુંવરી. તેડુ મોકલ્યું, રાજાએ સુખપાલ. શણગાર અંગે સોળ સજ્યા; મોતિ પરોવ્યાં વાળ; પીતાંબર પટ પેહેરીયાં, ભલુ તીલક છે ભાલ, કામ કાસ પ્રગલોચની. સીહવંકી સુજાણ; વિનતા સોળજ વરસની; ભ્રકુટી કામનું બાણ, દેવ સમનની દિકરી, નિરમળ દમની નાસ; સ-

ચીવદની અમલોચની,રૂપ તણુ જે ધામ, શીખ લેઇ માતા તણી, ચાલી ચતુરસુજા-ણુ; અહંકારિ અતી મન વિશે; રાજા તરણુ સમાન.સુખપાલેથી ઉતરી; રાયે દીધાં માન; આદરભાવજ અતિ ઘણો, મેહેલ્યાં ફોફળે પાન. શી શી રમત જાણો તમો તે રમત માંડો જે જોડ; હું કહુ તેપછે પરઠીયે હાર જીતની હોડ.

ચોપાઇ–હરખ્યો રાજા મનમાં ઘાટ,માંડયો ત્રણ પાસાના પાટ; રાજા કહે જે તારે કોડ.તેની મુખથી બોલે. હોડ તે કહિ મારે મનખરી. કોટિ ઉપાય કરૂન પંરી. દોહરા રૂમની કહે હારૂ અમો, તેં મુજ ખરીદી દાસ:પરણું તમને પ્રીતથી રહુ તમારે પાસ. જો તમો હારો રાયજી. તો દેશ કરવું તાજ;સેવક કરી રાખુ અમો, ભોગવું હું તમ રાજ; ચાર દીવસનો વાયદો. થોડે અદકી ઘાત; તેનો સુરજ સાખીયો ફરી બોલે જે વાત.ચોપાઇ–રાજા બાંધ્યો કોલે કરી,રમત રાજસભામાં ધરી; વાયુ વેગે વાતજ ગઇ, બધા નગ્રમાં ચરચા થઇ, પ્રધાન પટીતા જોઇને રહ્યા,સુણી વાત સહુ અચર ત તયા; રમત રમે બે પહોરજ હોય, નવ હારે નવ જીતે કોય. રાજાને નપ સુજે વાટ, અંતરમાં ઉપન્યો ઉચાટ; તે દિવસ રમત એમ રહી, દમનીઘેર પોતાને ગઇ. દેવાસન કીધું રાજન,ભાવતાં કીધાં ભોજન;બીજે દિવસથયો જેટલે, રમત જારી કરે તેટલે. કોઇ કોઇથી નવ પામે હાર, ઢાળ્યા પાસા વારંવાર; બે પહેર મધ્યાનજ થયા; રાજ મહેલમાં રાજા ગયા; ગઇ જુવંતી પોતાના ઘેર. કરે કામ મનવાંછીત ઘેર; દુરાચાર બોલે સહુ લોક, રાજાને પ્રગટયો શોક ત્રીજે દિવસ થયો પ્રભાત, નગર વીશે ચાલી વીખ્યાત; રાજસભામાં નારી ગઇ રમત હતી તે જારી થઇ. અનેક ઉપાય રાજાજી કરે, તેણે અર્થે એકે ન સરે; ખરા મધ્યાન્હ થયા જાહરે, રમત ઢાંકી મુકી તાહરે. દોહરો–રાજાને દમની કહે રહયો કાલનો દીશ, કાલે પહેલા જીતશો, તો પાય નમાણુ શીશ.ચેતાવું હું ચતુરનર, સભા સુણતાં માણ; વળતી કાહું નગર-થી એજખરી મુજવાણ. કાલ પહેલા જીતો નહી, તો પાળુ મારૂ વરત; શેવક કરૂ સહુ દેખતા, રાજ તજાવું તરત; વીક્રમ કહે વનીતા સુણો રહેશો હુશ તમ પાસ; તુજ સરીખી લાખો કરી, તમથી અદકી હાસ; ચોપાઇ–એવું કહિ સ્વસ્થાન ગઇ, રાજાને મન ચિંતા થઇ રખે રાડ જીતીને જાય, તેનો કાંઇક કરૂં ઉપાય; નીશા ચર-ચા જોઉ આખેગામ,લોક વેહેવારને ઠામ;અલીકુંચીને હાટેહાટ, ચોરે ચકલે વાટેવાટ; માનવી ટોળે મળીયા બહુ વાત કરે મુખથી સહુ, જીતે કાલ ધાંચણની બાળ; લેશે રાજાજીનો માલ, કોઇ કહે એ માઠું થયુ; રામરાજ વીક્રમતું ગયું; કોઇ કહે એસો વીપીત; નીચ સંઘાતે જોડી પ્રીત કોઇ કહે રાજા ઘેલો થયો. હોડે બોલ કામનીએ કહયો. કહે થાશે બીજી વાત. એને માથે હરસીધ માત. કો કહે એ વાચા ચુકશે, કામનીને કહાડી મુકશે; કોઇ કહે માઠો કરશેમર્મ; કોઇ કહે મુકે નહી ધર્મ. કો કહે

હરપણ શું કરે, જે તે કાલ વહાણુમાં ડરે. એવું સાંભળે વીક્રમવીર, સ્ત્રીઓ ભરે જ્યાં નીરમળ નીર, જુથ હતાં જયાં જુવતીતણાં વરણવ થાય રાજાનાં ઘણાં; એક કહે એ રૂડું થયું; માન મોટમ રાજાનું ગયું હાહાઠી ઉઠી ચરચા જુવે, નરનારીના પ્રાણુજ ખુવે; કોઇ છાની વાત ન થાય, ઘેર જઇને ઢુકે રાય, કોઇએ હશી ન ગવાય ગીત, કોઈ કોઇશું ન થાયે પ્રીત; સખી સખીમાં સુખક દુખ, બોલી ન શકે કોઇ મુખ, જાણે રાજા સુણશે કાન, એ સ્ત્રીએ ઉતારયું માન; ઘાંચણ નીચશું કીધો વાદ, ઉતરશે નરપતનો નાદ, બહુ મુખેતે વાતો કરે. હશે તાળી દે પાણી ભરે કોઇ માઠુ રૂડું કહે, લક્ષણવંતો મનમા લહે જયાં રાજા દ્રષ્ટે જોય, બીજી વાત કરે નહી કોય; લીધો ગામ બધાનો પાર, નવ સુઝે એકે વીચાર; પડી પુર નીશા જયાહરે. કરે મન વીચાર ત્યાહરે. મોહોટા જન ભંગજ થાય, પ્રાણ તજે કે વિદેશે જાય.માટેપ્રાણ તજુ સર્વથી,ઉપાય બીજો એકે નથી; કોઇને વાત જણાવી નહી.વાત આપે રૂદેમાં લહી; ભરીપુજન સામગ્રી સાથ વૈતાળ વીર લીધો છે હાથ. જ્યાં છે હરસીધ મોટી માય,પાળો પંથ ગયો છે રાય;ચાચર દેખ્યા નજરતણી,ચાલ્યો મહીપત માતાભણી; ત્યાંહા ધરણી પતે માંડયું ધ્યાન, ધુપ દીપને ફોફળ પાન. કુમકુમ ચંદન અક્ષત ઘણા પુજા બહુ વીધ કાંઇ ન મણા, પ્રથમ પહોર એક નીશા ગઇ. પુજા પુરણ ત્યારે થઇ, ખડગ પોતાનું કોટે ધર્યું, વાહન ચંડીનું કર્યું. પ્રસન્ન થઇ મોહોટી માત, માંમાં કહીને ઝાલ્યો હાથ; શા માટે તજે છે પ્રાણ, માગ માગરે વીર સુજાણ, માતા સર્વે જાણો તમો, મુખથી શું કહું આજ અમો; અંતરમાં બેઠી છે રાજ, પાગોલાડ ને સારો કાજ નીચ જાત ઘાંચણ છોકરી મેણું દીધું તે ડોકરી;પંચડંડ ધરાવે જેહ. રમે દુત દમનીશું તેહ, તેહ સંઘાતે પાડી હોડ, જીતાડો તો પોંહોચે કોડ; દીગવીજે તે સાથે કરૂં; પંચડંડ શીર છત્રજ ધરૂં.

દોહરા—ત્યારે હરસીધ બોલીયાં, એની ઉત્તમ જાત. એવાં પ્રાક્રમ છે ઘણું, આગળ જોશો ખ્યાત.પ્રપંચ જીત્યા એ તણા, તે તમને કહુ આજ;તમો જાઓ ઇંદ્રાસને તાંહાં રહેશે તમલાજ. વઇતાળ સંઘાતે પરવરો, મહારો તુજ શીશ હાથ. ઈંદ્રાસન સોભા તણી, ત્યાં મળશે સહુ સાથ. કાપ કરો ઘેર આવસો, પહોચશે મનના કોડ; એ જુવતીને જીતશો, હુશ કરીને હોડ.છત્ર મળે પ્રચંડનું, થાશે જુગમાં નામ;તુજ ને જીતી નવ શકે એ નહી સહેલું કામ, પુન્યે ગ્રહ પીડે નહી; પુન્યે નાસે પાપ;ત્રી હશા વશ એક પુન્યન, તરૂઠે ઇશ્વર આપ,વચન શીશ ચડાવીયું, તેડયો વીર અનુપ; પવન પહેલો પરવર્યો. વીર ને વીક્રમ ભુપ. ત્યાંહાં ઓછવ છે અતી ઘણો. શોભા નોતમ હોય; નાચ કરે દમની ત્યાંહાં, દ્રષ્ટે જોય. અચરત પામ્યો અતી ઘણું જે શું પાડી હોડ; નરૂત્ય કરે તે તો અહીં, ઉરવશીની જોડ, દમની નહી કોઇ દેવતા, નહી માનવીનું રૂપ; એ જીતે અચરત કશું. ભાગ્યો સંદેહ મન ભુપ, સભા સહુભર

પુર છે, પછવાડે છે વીર; અદ્રશ રાજા રહ્યો, મનમાં આણિ ધીર. સુરરાય રીઝયો ઘણું, દિઠી રમત અપાર; મનીને ત્યાં આપીયો, એઠ અમુલક હાર.

ચોપાઇ—પાછળ હાથ દમનીએ કર્યો,હાર વિર વૈતાળે હર્યો;તે દમની નવ જાણે કોય,રહ્યા દેવ સહુ દ્રષ્ટે જોય.બીજી રમતે આપ્યાં પાન; પામી દમની મનશું માન; પાછળ પાન આપ્યા તે ફરી, વૈતાળે લીધાં તે હરી, પછે કાનની લીધી ઝાલ, એવો વિર મોટો વૈતાળ; પછે પગનું લીધું ઝેર, દમનીને નીદ્રાની ઘેર. ઉઠ્યા સુર ઉઠી સભાય, સહુકો પોતે સ્થાનક જાય;પણમ્યો સુરનાયક બહુ પેર; વાહાણે રાજા આવ્યો ઘેર. પુર મધ્યે પરીયાણજ કર્યું; સ્નાન દાન વ્રત પુન્ય આચર્યું; આવિ બેઠા રાજ્ય શભાય, દમનિને ઘેર તેડું જાય.દોહરા—કેમ ઘેર સુખે સુઇ રહિ, પ્રીત માને પાસ; રાજા તુજને જીતશે, મુલ ખરીદિ દાસ. નોહે કામ નાઠાતણું, મોટા શું પાડી હોડ; બોલ્યાં બોલ અહંકારનો; પહોંચાડો મન કોડ.

ચોપાઇ—બેઠી સુખપાલે તે નાર, આવિ રાજા દરબાર, મહિત સુખે નાંખ્યો હાથ. બોલ્યો વચન શામાને સાથ, ત્રણ દીવસ રમડયા તમો, તેવાં પ્રાક્રમ જોઈએ અમો; છલે દહાડે જીતે કોય, પહોંચે તેના મનના કોડ. ત્યારે દમનિ બોલી વાણ,સાંભળ રાજા ચતુરસુજાણ; મારાથી કંઈ હારી ગયા, તે તો મારા શેવક થયા; મુકયો વાદ બેહો તે ઠરી; રમત હતી તે જારી કરી; જોવા મળ્યું છે બધુ ગામ, અચરત બોલે ઠામોઠામ; બેમાં કોનું પાણી જાય, જોરાવરીની જીતજ થાય; ઘડી એક બે રમતજ થઈ, કામનિ સાથે વાણી કહી. સ્વપ્ના કેરી કહુ એક વાતદીઠું શુભ વાત સાક્ષાત જોયો ઇંદ્રાસનનો નાચ; નારી તું કરતિતી નાચ; રીઝયો નરપત તુજશું સાર; પોતે તુજને આપ્યો હાર;તે સાચી કે જુઠી વાણ, સાચું કહે જે હોય પ્રમાણ.ત્યારે જુવતી ઝાંખી થઇ, જુઠી વાત રાજાએ કહિ, આળપંપાળ એ જુઠું હોય સ્વપ્નું સાચુ હોય ન કોય પ્રતક્ષ ત્યાં દેખાડયો હાર. દીઠો દમની નવ લાગી વાર;માનભંગ થઈ જેટલે મુક્ષી દાવ દેતાંતેટલે. મનમાં દીઠી અદકી ભીત એક ભાગ રાજાની જીતે;બીજીવાર બોલ્યો ભુપ, સાંભળ નારી વાત અનુપ. પાસે બેઠો તો ઈંદ્ર તણે. નરત્ય કરતિતી હેતે ઘણું;માનની તુજને દીધાં માન,તુજને ઇન્દ્રે આપ્યાં પાન. દીઠાંપાન ઝાંખી થઇ ગઇ; બે બાકળી જોતામાં થઈ; બે ભાગે જીત્યો તે રાય, વીમાસણ વીનતાને થાય; ત્રીજી ઘડીએ વાણી ભણી, હું જોતોતો તેણી ઘડી; ઝાલ કામની તાહરી પડી, તે મારે હાથે તો ચડી,દમની કહે એ જુઠી પેર,ઝાલ મુક્ષી તેને ઘેર રાજા કહે તું સાચી હોય; આપી ઝાલ પ્રગટ તું જાય. ત્યારે ઝાંખી થઇ તે નાર, ત્રીજી હાર થઇ તે ઠાર.

દોહરા—એ ક્યાથી ઇન્દ્રાયને, લાવ્યો ખરાં એધાંણ; પડી વિમાશણ માનની, પરવશ પડીશો માણ, કહે રાજા સુણ કામની, જુઠી. જાતે ફેર;કહો નારી તે કયાંગયું.

[illegible]

વડે, તરૂણીશું તવકાળા સુકસું ક્રોર તે આગળે,નીરમલ થઈ તે નાર; પાણીથી થઈ પાતળી, ચુંટી ગઇ ને હાર. પછે તે પાસા દળતાં, થરથર ધ્રુજે હાથ; હારી હારી સૌ કહે, હસી પડયો સૌ સાથ, વાગી હાક હાર્યાં તણી, જીત્યો વડહથ વીર;પ્રતાપ પુન્ય પોતાતણો, રાખો નારાયણ નીર; વાગ્યાં વાજાં જીતનાં. ગડગડીયાં નીશાન; હારી કમની હોડશું, જીત્યો વીરસુજાણ, ગાંધરવ વીવાહ રહી કર્યો,કંણુ ન લાગીવાર; તે વીનતા વીક્રમ વર્યો. પરાક્રમ અપરંપાર. સાસુન વીક્રમ કહે જોડીને બે હાથ; વાત કહો પંચડંડની,જે બોલ્યાંમુજ સાથ,ઝણે આપ સજ થઇ. ધીરવીર સજથાય; પ્રથમ રહું છુ એટલે;કુંકણ દેશે જાય, ધ્યાન ધરે ફરશ રામજી,સોપારા ઘડ ગામ તેમાં વીપ્ર એક વેદાએ,શીવશરમા એ નામ. રહેજો વાતો ઘેર તે કેજો એ એધાણ; સ્ત્રી ઉમાદે તેહની, ચતુર ચતુરસુજાણ. ચરચ્યા જેહને આપજો, ગામ ઠામ ઘર એહ; જાગશો તો જીવશો, ઉંઘે ખોશો દેહ. ચોપાઇ— માહારાજા મન માન્યું સાચ. માન્યું સાચું વનતા વાત; વહા વજીરને સોંપ્યું રાજ. ચાલો કુંકણ જેવા કાજ. વૈતાળ સાથે તેડયો વીર; ચાલો મન ધરીને ધીર; અનેક દીવસ હીંડતાં થયા; કોડ ધરી કુંકણુમાં ગયા.દીઠું નગ્ર થયો ઉલ્હાદ,દીઠો શીવસુંદર પરશોદ; હરખ્યા મહીપત પોતે નામ, કહોને ભાઇ વસે કુણુ ઠામ; કહે પુજારા બ્રાહ્મણ ઘણા, શીવશરમાની શી છે મણા; ઉંચા નીચાને વામણા,કો ગોરા દેહ દામણા; કાંઇ તેનું એધાણુજ હોય, વીના પ્રીછે નહિ કોઇ; શુભ એધાણ રાખ્યું છે સાર ઉમાદે જેને ઘેર નાર, જાઓ ડાભી પોળ નીશાળ, બેઠો વિપ્ર ભણાવે બાળ;સીતળ છાયાને કારણે, વ્રક્ષ આંબલીને બારણે તેનું વચન હૈડામાં ધરી લઘુ લાઘવો વીદ્યા કરી;રાજવશી રઢીયાળુ રૂપ, શીવશરમા ઘેર આવ્યો ભુપ; દંડવત કરૂણાએ કર્યો, ચરણામ્રત લેઇ મુખમાં ધર્યો,વિદ્યા ભણુવા આવ્યા અમો, કીરપા કરી રાખોજી તમો. ગોરાણા બાહેર નીસરી, જોઇ વીકરમ દ્રષ્ટે ભરી; આનંદ અદકો મનમાં થયો, રીઝીને રાજા ત્યાહાં રહયો. ઘેર વીદ્યારથી માહરે ઘણા, સુખે રહો અહીયાં શી મણા, માનુભવ મોહટા જે સુખી વિદ્યારથી થયો ત્યાંહાં સુખી.કરે ગોરાણી હેતજ ઘણાં. આપે શાકશી શોકયા ચણ્યા, ઉદર તણો જેવો હોય તનં ,તેથી અદકુ રાખેમન. બાસઠ પેહેલા નાહના તન, તેસઠમો વીક્રરમ રાજન;રમે જમે ભણે મન મુહે.રાત દિવસ તે ચર્ચા જુએ એક દિવસ ગઇ છે મધરાત,સુતા માનવી જાતોજાત;સહુકોને છે ધારણ ઘણું, જાગે સાજા વીક્રરમ ઘણું,ઉઠીઉમાદે પ્રચંડ,લીધો હાથ ઉડણુડંડ;નીકળી બહારરાખી મન ધીર,તેતો દીઠું વીક્રમવીર,માઝમરાત જાતે નાર, કેમ નિકળી એકલીબહાર.અરૂ ચરૂ જેયુ અહવદી, વ્રક્ષ આંબલી ટોચે ચઢી, આબલી થડ પોલી ગફાય, અદ્રષ્ટ થઇ ત્યાં બેઠો રાય; ચઢી ઝાડ ઉમાદે નાર; દીધા ડંડના ત્રર પ્રહાર, ઉંડ ઉંડ.કહ્યું મુખ

ત્યાં એક પ્રોઢ છે મશાણ,સઘળુ ભુતાવળનું ઠાણ ભુત પ્રેત અગ્નિ દવ બળે, સીદ્ધ લક્ષ ચોરાશી મળે, બાવન વીર ચોસઠ જોગણી; બારે ભોગતણિ; ભોગણિ; ચોસઠ બેઠી ચામુંડ જ્યાંહ,દેવ દુદુંભી વાજે ત્યાંહ. તે ઠેકાણે શોભા હોય વર્ણવ કરી શકે નહી કોય.જુહાર જુહાર ઉંમેદા કહે,જોગણિ સહુ સાંભળવા રહે. જુઠી જુઠી સહુકો કરે ઉંમાદે હેઠી ઉતરે.

દોહરા–ઉંમાદે કહે જોગણી સાચી છું હું આજ;ચોસઠમાં આવી ભળુ,તો થાય આપણું કાજ, બાસઠ ધેક પહેલા હતા, ત્રસઠમો મુજ કંથ; ચોસઠમો આવી મળ્યો આનંદ ઉપન્યો ચંત; બત્રીશ લક્ષણા મળ્યા સહી, તો શી કરીએ પેર;ભોગ આપવા ભવાનીનિ; થયા ચોસઠ મુજ ઘેર. તમો કહો તેમ હું કરૂ, ટળે આપણો રોગ; અને કરો તમે જોગણી; ભરૂ ભરપુરણ જોગ.

ચોપાઇ–હરખ્યાં જોગણી પ્રીતે પાસ. ઉમાદે તુજને સાબાશ; અમે કહ્યું તે મનમા ધરો, ચૌદશ દીન નઇવેદ્દ્જ કરો. વડાં બાકળા લાડુ ખીર, ઠરો પ્રાક્રમ આણિ ધીર; ચોસઠને સ્નાન કરાવજો, હાર કરેણના ધરાવજો, સીંદુર તિલક કરજો ભાલ; પાસે પાસે બેસાડી બાળ; ભાણા માંહે ભરજો ખંડ હાથથી હેઠો મુકજો દંડ;તે પાછળ પ્રદક્ષણા ફરો. ઊંહા ઉંહા મુખ આચરો,ઢીંઢક અંજલી ભરવી હાથ, લેજો ભોગ ભવાની માત,અમો હુંકારો દેશું, અકેકો વહેંચી લેઇશું આવ્યા અમો પાછા નહિ ફરૂં, નહિ તો તુજને ભક્ષજ કરૂં એવી તેણે દીધી શીખ, વિદા થઇ મન આણી બીક, માયા દંડ તણે પ્રતક્ષ; ચઢી આંબલી કેરે વ્રક્ષ,એક ઘડીમાં આવી ઘર,નરપત નીરખે સઘળી પેર; ઉતરી હેઠી ઘરમાં ગઇ, રાજાને મન ચીંતા થઇ,દેખાડી સાસુએ વાટ, મોકલ્યો ઘડવા માહરો ઘાટ. વેઠુ દુખ માહારી દેહને ઊગારૂ ત્રેસઠ એહને પરાક્રમ એમાં છે પ્રચંડ, કરામત સઘળા તે દંડ, આવે તો જીતી લેઉં. નહી તો પ્રાણ આ સ્થાનક દેઉં કર્યો વીચાર પોતાને મન, પ્રાતશ્કાળ ઉગ્યો દન,શીશ સર્વ સુતા જાગીયા, ગુરૂજીને પાએ લગીયા, સરવે નહાવણ કરવા ગયા, વીપ્ર કર્મ કરી સુખીયા થયા. નરપત કહે જોડીને હાથ.ગુરૂ સંગ બેઠા સહુ સાથ;એક પ્રશ્ન જુઓ રૂખીજન, આપણ માથે કંઇ વોઘન જુઓ; નાથ વીચાર કરી, સ્વપ્નામાં બેઠા મન ધરી, તાહરે સહુએ બોલ્યા બાળ, સ્વપ્નું એતો આળપંપાળ આજ કાલનો તું આવીયો; ડાહ્યો થઇ ડીંગજ લાવીયો. દોહરો–ત્યારે ગુરૂજી બોલીયા, તમો ન સમજો કોય, ભાઇ કહે તું મુજને; સ્વપ્ન તુજને હોય, આજથી ઘાડ દહાડલે, છે ચોદશનો દન; ઉમાદે નઇવેદ્દ વહેંચશે, કરશે ચંડી પુજન, બેસાડી ખંડ પુરશે, કહે આરોપશે માળ, ભોગ આપશે ભવાનીને, ચોસઠનો પુરશે કાળ, બત્રીસ લક્ષણા સર્વ છે. તેણે માન્યુ સત્ય,ગુરૂ સમેત કહે સઉ,કહે તે કરીએ વાત, બીહીને નાશી નવ જશો, નાઠી દેવા દઉ નામ; કહ્યુ તે મારગ ચાલજો, થશે તમારૂં કામ, દંડ લઇ નાસુ ચાલો.

કેડે આવજ્યે તરત; પાછુ જોઇ જે રહે તે તો પામે મરત. ધીરજ રાખી સહુકો રહ્યા, થાશે શુભ કલ્યાણ, દેખો તો સાચુ માનજ્યે. નહી તો કહેજ્યે અજાણ કો કહે જુઠુ બોલીઓ, કો કહે સાચુ પાસ; સાચુ માન્યું ગુરૂજીએ. કીધો દ્રઢ વિશ્વાસ, પ્રતિજ્ઞા કરી આવીયા,કોઇનું નહોતુ મન; ત્રણ દિન એમ વહી ગયા,આવ્યો તેરશનો દન. ત્યારે ઉમાદે ઉચરી શાંભળ મારા શ્યામ; મારે બાધા નીત્રેહની, કહો તો કરૂ શીર નામ. ચોપાઇ–વારૂ કહીને દીધી આશ, સહુને આવ્યો દ્રઢ વિશ્વાશ. દાળ કુંપશાળી અડદજ તણી, સામગ્રી બહુ દીધી ઘણી.નોતરયા સરવ વીપ્રના તન; વહાણુ માં ચઉદશનો દન; રસોઇ સરવે કીધી શાર. તેડી વીપ્ર તણો કુમાર. તમે બેશજ્યે શર્વજ શાથ. શંકલ્પ કરવો મહારે હાથ, ચોશઠ જોગણી સંતોખવી, પુરણરીતે પોંખીવી. સમજ્યા પોતે રાજન, કોઇ બીક ધરશોમાં મન;નહાયા સર્વ તે સુધારથી. પ્રવેશ છે વિધારથી. ગુરૂ પત્નિનું વચનજ જાય, વિદ્યા ભણ્યા તે મીથ્યા થાય. કુમકુમ ચંદનસુંદરસાર, ઘાલ્યાકંઠ કુજમના હાર.ભાંણામાં પીરસ્યાં ભોજન,સ્વામી સહીત બેઠા છે જન; પંચામ્રત રાડુવત, પ્રાસી શાક સામગ્રી તરત, કહાડીકુંડુ વચ્ચે આણીયા, બત્રીસ લક્ષણુ જુગતે જાણિયા.ઉમાદે વચમાં આવીયાં. ઉડણ ડંડ કરમાં આવીયાં, મંત્ર હતો તે મુખમાં લીધ;જોગણીનું આવાહન કીધ; મેહેલ્યો ડંડને નીચી થઇ. પ્રદક્ષણા કરવાને ગઇ; ઉદો ભવાનિ લેજ્યે ભોગ,મનવાંછીત ટાળો ઝુજ રોગ.

દોહરો–એટલે રાજા ઉઠીઓ, મારી હાક પ્રચંડ; નાઠો ચેતાવી શરવને, લીધો ઉડણુ ડંડ; ગુરૂ સહીત તે દોડીયા, પાછું ન જુવે કોય;એટલે આવી જોગણી;કારમી કઉતક હોય, ખાઉ ખાઉં કરતિ ઉતરી,વન દીઠા તે ઠાર,વેહેંચી ભાગ ચોસઠ કરયા ભક્ષ કરી છે નાર;હાહાકાર સઘળે થયો,કંપ્યા ત્યાના લોક;ચૌસઠ ખાધા ભત્રાનીએ સજ્જન પામ્યો શોક; નાઠા ચોસઠ એકલા કરયોમન વિચાર; વહાણું વાતે નાસરયાં, ત્યાથી જોજન બાર.

ચોપાઇ—થાક્યા ઘણી લાગે છે ભુખ, સહુ કષ્ટ વેઠે મહા દુઃખ; નગર સીમાડે આવ્યો એક, રાજા બોલ્યો કરી વિવેક, સહુ બેસો ઠરીતે આ ઠામ, હું જઇને જોઉં આવું ગામ રહ્યા ત્રેસઠ ઠરીને ઠામ, રાજા ચાલ્યા જોવા ગામ; વળ્યો નગર ભણી તે વાટ નહી માનવી ઉઘાડા હાટ, ભર્યાં માલ ખજાના દ્રવ્ય, મનુષ્ય વીના સુનાં છે સર્વ હાટ;ઊઘાડયાં દોશી તણાં,ભર્યાં વસ્ત્ર અમુલક ઘણાં;પરીખ સુખડીયા સોનાર દુકાન હાટ છે અપરમપાર, ખોળ કરી પરાંને કોઇ,પશુ પંખી માનવી ખોટ,અચરત પામ્યો અહકુરાય; જોતો જોતો ચાલ્યો જાય. રાયધીર મનથી નવ ડરે, કાયરનીશ્ચે બીહીને મરે; જોયું નગરને લીધોપાર, એટલે આવ્યો રાય દરબાર, પેઠો મેહેલ મોઝાર. અડમેડુંઉંચી અટારીપર ચડયો ચાથરી છે સોનયા એકઠ્યાંહ,બેઠી ખીલાડીએકતે

આહે. જોઇ રહયો છે તેને ભુપ, નહી બીલાડા કારણ રૂપ; સુના મંદીરમાં બેશી રહયાં,નગ્રતણાં માણસ કયાંહાંગયાં. હું ઉજેણપત વિક્રમરાય,આવ્યો તાહરા મોહોલજ માંહ, બોલો મનકાંઇ હોયે દુખ, ઇશ્વર તારી ભાગે ભુપ: બીલાડીયે સાજન કરી, કાંજળકકુંપલ આગળ ધરી; અંજન કીધુ છે જેટલે, નવ જોબના થઈ તેટલે; રાજા કહે તારૂ શું નામ,ઉજડ કયમ થયું તારૂ ગામ; ત્યારે સ્ત્રી બોલી વાત, ચંદર શીખર તે માહારો તાત; દઇત્યે માણસ માર્યાં ઘણા નગ્ર ઉજડ છે આમ તણા લોક સહુ તે દુ:ખીયા થયા કોઇ ખાધા કોઇનાહાશી ગયા;મને એકલી ઝાલી બાંહ;રાખી છે કાળાગ્રહ માંહ; અંજનકારી બિલાડી કરે, કાયા અર્થે વનમાં ફરે. આવે છે રાતે આહાર; બીજે અંજનથી કરે છે નાર; મુજને રાખેછે બહુ મન, જેવી પેટની હોયે તન. હવડાં આવશે કરતા વાત,જેતામાં કરશેતુજ ધાત;તારો ડરાવ્યો તે નહી ડરે- કોઇનો માર્યો તે નહી મરે,એવું બળછે મહા પ્રચંડ,અજીત એના પાસે દંડ,તે દંડ જ્યારે વાગે શીશ, એ પાપી મરશેતે દીસ;તે દંડની નીત્ય પુજા કરે,તે પાછળ પ્રદક્ષણુ કરે, હેઠો મુકે એટલીવાર તેનો છે એને આધાર; લિધી વાત એના મનતણી, વળતી બોલ્યો ઉજેણી ધણી-છાનો રાખમને તું ઘેર; હું કરૂ પાપીની પેર;સ્ત્રીએ જોઇ તેની સુજ, ઠામ એક દેખાડી મુજ.

દોહરા—અંજન આંજ્યું એહને, કરી બીલાડી તાંહ; રાજા જઇછાનો રહયો તેના મંદીર માંહ. એટલેપાપી આવીયો,સેજ હુતીજ્યાં ઠાર.અંજન આજ્યું તેહને તતક્ષણ થઇ તે નાર.સ્નાનકર્મ તેણે કરયું, પછે કરયું સ્મરણ; દંડ હતો જે હાથમાં તેને મુકયો ધરણ,પ્રદક્ષણા પોતે કરી, નમીને લાગ્યો પાય. નીરખી ને પછી નીસરયો, મહા બળીયો તે રાય, ચેત ચેત રાજા કહે; ચઢાવી બહુ રીસ, દંડ હતો તે ઝાપટયો; તે પાપીને શીશ.

ચોપાઇ—તરફડી પડયો તે તરત, પામ્યો એક પલકમાં મરત;વાયુ વેગે વાતજ થઇ.ખબરે દોહો દશાએ ગઈ.તરત લોક આવીને વસ્યા,સુખ પામ્યા સહુ હેતે હસ્યા; સ્ત્રીને ઘેર આવ્યા માબાપ;ટાળયાં સર્વ લોકના તાત,ન રહયું -દુ:ખકોને મન કશું, તરત આવીને ગામજ વસ્યું;તરેસઠ જે પોતાના જન,મન વાંછીત આપ્યું ભોજન; રાયે જાણ્યા વિક્રમ રાજ; મન વાંછિત થયું તે કાજ, મુજને ઓશીંગણુ કીજીયે, એ કન્યા રાજા લીજીએ તે કન્યાને પ્રિતે વરી,કુંકણુમાં તે આવ્યા ફરી,પ્રકાશ થયું પોતાનું નામ મળવા આવ્યુ બાધુ ગામ; કુંડણ રાયે મનોહર કરી, પરણાવી પોતે દીકરી પ્રોહીતને ઘેર કન્યા એક, ગુરૂને પરણાવિ વીવેક, વિદ્યારથીતોઘેર મોકલ્યા, આપ દેશ આવ્યા એકલા; ત્રેસઠના ત્યાં ટાળ્યા દુ:ખ. ભાગી જનમ જનમની ભુખ. એ દંડ બે કન્યા રૂપ, લઇ આવ્યો ઉજેણી ભુપ. ચતુરા આવ્યા ચતુરસુજાણ, હરખે ગડગડીયાં નીશાન- મહેલે ઉતરયા નરનાર,સુંદર શોભા તેણે ઠાર. દોહરો—હમણ

ને ચરણે નમ્યો,પોતે વીકરમરાય દંડ જીત્યા તે દેખાડીયા, મેહેલ્યા જઇને પાય. ધન અજીત ધરણીપતિ, ત્રંબાવટીએ જાઓ, જો જો ચરચા મહેલની;મહિસાગરમાં નાહો કરે રાજત્રંબાવટી, ત્રંબક તેનું નામ; ત્રંબકસેન્ય તો બહુ થયા,પણ તેનું છે નામ. વચન લેઇ તે સંચરયો;સાસુએ દીધી શીખ,સાથે વીર વૈતાળ છે, મન નવ આણી બીક, પોહોત્યો ઘર ત્રંબાવટી, નીશા સમે તે ભુપ; અદ્રષ્ટ વિદ્યાએ કરી,દીઠું નગર અનુપ; મહિસાગર નાહાઇ જઇ, જેયા ઘાટે ઘાટ; નગર નીરખ્યું તેહનું, ગયા રાજની વાટ; નગર નીરખ્યું નેહશું, પોતી મનની આશ; ડેકાણું જોઇને કર્યો ત્યાં ત્યાં નીવાશ; જોયાં ઘર પુરમેહેડીયો, જેયા મેહેલ અવાસ; ચઢયો ઊંચો અટારીએ સ્ત્રી દીઠી તે પાસ; ત્રીયા તેર વરસ તણી, લક્ષણ ગુણ શુભ રૂપ; તે ઠામે ઠરીને રહયો, પોતે વિક્રમ ભુપ;ચરચા જુવે તેહની; નિશા ગઇ છે પોહોર; સાંઢ ઉપર વાહન કરી આવ્યો દુત તે હાર; મહેલી ઉટને બારણે, આવ્યો ઘરમાં એહ. વાટ જોતીતી માનનિ, જેમ બપૈઓ મેહ; તાહારી સાથે આવીયો,બેસો બહારજ ઠામ; ગરથ બાંધુ કાંઇ ગાંઠડી, બીજાનું શું કામ, તેને બેસાયો બારણે, રહયો ઘડાયે ઠામ; એટલે પોપટ આવીયો દામોદર તેનું નામ; કાગળા કોટે બાંધિયો, આવ્યો સ્ત્રીની પાસ પ્રણામ કરયો તે પોપટે સ્ત્રીએ દીધી આશ; રાજા વિક્રમ તે જુવે, પ્રાક્રમ તેના પ્રૌઢ; પોપટ દીઠો પોતાતણો થઇ રહ્યા દિંગમુઢ,કાગળ ઉકેલીઓ કામની, તે વાંચી જોયો સોય તે પાછળ ઉભો રહયો,તે નવ જાણે કોય; સ્વસ્ત શ્રી ત્રંબાવટી રત્નમંજરી નામ; લખીતગ ધાંચણ દમનિ, વાસ ઉજેણી ગામ;સમાચાર એક પ્રીછજો. પાટી વિક્રમ શું હોડ; મુજને જીતી તે વરયો; લાગી મુજને ખોડ; હુંશ ન પોહોતી આપણી જે ધારીતી પેર; કાળા ગ્રહે પડી દામની,વીક્રમસેનને ઘેર;ભલુ મુરખ દળીદ્ર દુઃખ; ભલી વેઠવિ ભુખ;તેથી અદકુ રાય ઘેર; સ્ત્રી માણસને દુઃખ.વાત કોઇશું થાય નહિ બાહોર નવ જવાય; રૂડું જવાય નહી, રેહેવું કાળાગ્રહ માંય વચને બાંધી હું રહી, જોડીને બે હાથ; આપણ રહીએ એકટાં, વાત કરૂ તમ સાથ, તમ ભણી રાજા મોકલ્યો,આવ્યો છે તુજ પાસ; તેને તો વરજો તમો. પોહોચે મનની આશ,લખનાર નાર પોતા તણી;અચરત મોટું એહ; પોપટ પણ પોતા તણો, મહીપત મન સંદેહ.

ચોપાઇ—રત્નમંજરી વાંચે પત્ર,વિક્રમે વાંચ્યો તે તંત્ર;તેનો ઉતર લખીઆ ઓટ; બાંધ્યો તે પોપટની કોટ. ત્યાં જઇને કહેજે નાય. રત્નમંજરી વરે કોઇ રાય; સુણી શુક ચાલ્યોજેટલે, કાગળ ફાડી નાંખ્યો તેટલે.ઘેલીરાંડ ઘાંચણ દીકરી, તાહરૂં પાપ તું એને વરી. મારૂ રત્નમંજરી નામ, નવ દાખુ વિક્રમ ગુલામ;એવા કઇ આવે કંઇ જાય; વીક્રમ તો તુજને ગમાય. હશી પડી તે સઇયર સાથ, જો આવે વીક્રમ તુજ હાથ; મહિપત બાંધુ મારે ઘેર; કોય ન જાણે તેની પેર દાસીને હેડી મોકલી, ઉપર રહી રાણી એકલી; આવ્યો તો જ પેલો દુત, તેડયો ઘરમાં ભંગડ શુત; કહો તમે

ક્યાંથી આવીયા,સમાચારશા લાવીયા, તમને નરપત તેડે આજ સર્યાં સરવે આપણાં કાજ; લીધા ઘરમાંથી શણગાર, બીજો માલ તે અપરમપાર, રત્ન પેટી લીધો અને દંડ, તે આપ્યાં દુતને પ્રચંડ; જાઓ મુકો ઉંટ ઉપર જઇ. પછે આપણ બે જઇએ વહી, સાંઢજ ઉપર તેતો ધરયું, પછે વિક્રમે મન આચરયું, દંડપ્રતાપે નહાશી જશે, હાથન રહી તો શીમત થશે, દંડ પેટી ઉંટપર મુકીયો;મુરખ મન તેતો ચુકીઓ, વૈતાળ ગયો તે વસ્તજ હરી.બેઠો રાય ધીરજ મન ધરી;ચેતાવ્યો વીનતા નવ મારીએ, ક્ષત્રી ધર્મ તે કેમ હારીએ,રાત સમે તું કયમ કરે જોર, દુલજાર કે કોના ચોર, ત્યારે દુતને ચડી છે રીસ, આળો દીધો ત્યાં દશ વીશ મારયું,ખડગ લીધા છે પ્રાણ, પડયો વાટમાં તેહ અજાણ. પછે દુતનું લીધું રૂપ, સ્ત્રી પાસે આવ્યો ભુપ, જો ગમે તો આવો તમો, ચાલો ખોટી થાઉછું અમો, ઉઠી નાર ને આગળ થઇ, ઉંટ ઉપર બેશી તે ગઇ; બીકન આણી કોની ચત, ખેડીસાંઢને લીલો પંથ પુરવદશા હાંકયો જેટલે, સ્ત્રી વાત બોલી તેટલે; આપણે જાવું પશ્ચિમ દેશ. કયમ કરો પુરવ પ્રવેશ; મહારે શું પશ્ચમનુ કામ; તેડી જાઉછું માહરે ગામ; વાકુ વચન તે સાથે કરયું, રૂપ પોતાનું પ્રગટ કરયું; દંડ અને પેટીનો ગઇ. તે નારી તો પરવશ થપ; પેટી દંડનું ભાગ્યું જોર, થઇ ગઇ નારી તો ચોર; શું નામ તારૂં કયાં રહો. કયાં લઇ જાઓ તે કહો માહરૂં તે જુગારી નોમ, વસવું મારે માળવ ગામ;કરૂં કામ અણ ચીતવ્યાં ઘોર સ્ત્રી માણસનો હું ચોર,દોહરા—નીશ્વાસ મુકયો, પડયાં જુવારી પાસ, જુવારી સાથે વાંકડા; મરકટને જેવા હાર; ઘેલી માથે બેડલું; પહોચે કેટલા કાળ. ભંગી વ્યસની આળજ, લંપટ જુવારી આપ; એવા કંથ જે કામની, તેનાં પુરણ પાપ, નમેરો પુરણ પાપ. નમેરો નીંદ્રાળુવો; દીન દયા હિન રોગ;એવો કંથ જે કામની, તે કામનીના ભોગ; કમળ પોપટ લાવિયો, મહારી સઇયરનો મર્મ,વીક્રમને નવ વરી. તો આ લાગ્યું કર્મ. પરદુખભંજન સુખ કર્ણ, અજીત અભેદી આપ;એવો પુરૂષપ્રભ વ્યો, તે ભોગવવું પાપ, નવખંડ જેની નામના, પવીત્ર જેનો દેહ; તેવો પુરૂષ મેં પ્રભવ્યો, તેનું ફળઆ તેહ; સુરજ દેવ સાક્ષી કરો, નીરમળ તારૂં નામ; મેળોકરજો મહીપતી; કરો કામનીનું કામ; અલ્યા શ્રાપ દેઉછું તને, અબળા સ્ત્રી જાત કયમ લાવ્યો મને છેતરી, કીધી મોટી ઘાત;

ચોપાઇ—તહારે તે બોલ્યો રાજન;તહારૂં કોના ઉપર મન; ત્યાં પહોંચાડીમુકુતને, શાને રીસ કરે છે મને તાહરા મનમાં જે હોય આપ; સત્ય કહે તો તુજને પાપ; દોહરાં—ત્યારે નારી બોલીયાં, વીક્રમ ઉજેણી ભુપ; સકળ કળા ગુણ જાણ છે. શીયળવંત છે સ્વરૂપ. રાજેશ્વર રાજા ગુણી, હરસીંહ તેજ હજુર; તેને મળવાતન ઘણું જે નારાયણનું નુર; વચન પાળે તાહરૂં.તો મેળવ વીક્રમ રાય; તો સરે અરથ કુમારડો, હઇડું શીતળ થાય. ત્યારે જુગારી બોલીયા કંઇ વીક્રમ એખાણ, તેને તું

કયમ ઓળખે, સાચું બોલ સુજાણ. પગે પદ્મ છે તેહને, દીંચણુ સુધી હાથ; જમણે હાથે ચક્ર છે, તે પૃથ્વીપત નાથ; કમળ પત્રશાં નેત્ર છે, તરૂવર છે તેજ; ચંદ્રવદન ચંચળ બુદ્ધિ, નારાયણ શું નેહ; છોડયો મણી ગાંઠે થકી, આપ્યો સ્ત્રીને હાથ; જાણે દીનકર ઉગીયો, દીઠો, તે નર નાથ, પગે લાગી પદ્મની, કહો તમારૂ નામ;વીસરસો વીક્રમ તમો તેજ પુંજ મહા કામ ચોપાઇ—શાબાશ શામા ડાહયાં તમો તમે કહ્યાતે વીકરમ અમો, નગ્રચરચા જોવા આવીયા, પોપટ કાગળ ત્યાં લાવીયો તે ઉપરથી મેં વાંચીયો,પેટી ફંડ મેં તો સાંચીયો,દુત હતો તે મેં મારીયો, ચેતાવ્યો જુધેહારીયો તમને બેસારી સાહે કરી,લાવ્યો પંથે તમને હરી;મહારા સમ તમને હોય મન,ત્યાંહ પેચાડું આણે દન. વચન સાંભળ્યું વિકરમ તણું, હરખી નારી મનમાં ઘણું,ગાંધર્વ વીવાહ હેતે કરી, રત્નમંજરી વિકરમ વરી ચાલ્યાં આવે છે તે વાટ, મટયા મન તણા ઉચાટ; એ વાત અહીયાંથી રહી, પેલા પોપટની શી ગત થઇ.

દોહરા—કાગળ રતનમંજરી તણો. લેઈને ચાલ્યો પંથ; તેણે વિચાર્યુંઆવતાં થઇ વિમાસણ ચંત; દીઠું વીમલપુર વાટમાં, જુગતે જોતો જાઉં; મળે જો માહારો બંધવો, સેહેજે સુખીયો થાઉં; મળવાનો પરદેશડે; બંધવ કેરે કાજ, તે રહે છે આ ગામમાં,ભાગુ મનની દાજ,એમ કહી વાળીયો ગામમાં મળવા મીત્રજ પેર; બાંધ્યો રહેતે પાંજરે નિલીગુણકાને ઘેર.બાંધ્યુ પાંજરૂબારણે.ગંગારામ છેનામ;એટલેહામોહર આવીયો,બંધવકેરેકામ,દ્રષ્ટેદ્રષ્ટ મળ્યાબેહુ, પહોચ્યામનનાકોડ;ગુંજકરવામાંડીત્યાંહાં બંધવ જુગતે જોડ.કોહો બંધવ કયમ આવીયા;ક્યાં હતા કુણ દેશ;સુખઃદુખકોહો ભાઇ તમ તણું. કયાં કરવો પ્રવેશ.ઊંજેણિ પત રાજીઓ, પવિત્ર મન પુર પેર;પરણેશો ઘાંચણ દીકરી, હું જાઉછું તેને ઘેર; કાગળ લેઇને નિસરયો ગયો ત્રંબાવટી ગામ; તે રાજાની બેટડી,રતનમંજરીનામ, પરણશે પોતે હર્ષથી.મારા કાગળ માટ; વાહાણુવાતાં આવશે આ ગામની વાટ, શુભ અસ્વારી સાંઢ છે રતન પેટી પ્રચંડ, કન્યા છે પદમણી,અભય આતિદંડ તે પહેલાં હું નિસરયો, ખાઈ વધાઇ વરત;તેદમની મને આપશે. હારઅમુલક તરત, સુખસાતા છેઅતીઘણી ઘણી,આનંદઅદકોચંત મલ્યા ભેટયા હવે શીખ દો.લીજે મારો પંથ. ચોપાઇ—વારૂકહી તે થયો વિદાય, બેહની કહી કવાય;પેલેપોપટે વચન કહ્યું તે ગુણકાએ સરવે કહ્યું સુણ્યું વચન તે માહારૂં ભાગ્ય, એવો હું પામું કયાંહાં લાગ; પ્રપંચ કરૂં રૂડી પેર, પેટી આણું ઘેર. આવો મનમાં ઘડીયો ઘાટ, જઇ બેઠી રોકીને વાટ; પ્રાતઃકાળ થયો જેટલે. આવી સઅ નિકટ તેટલે;ઊઠાં ઊતરયાં નરને નાર, તેણે મનમાં કરયો વિચાર,ભક્ષભોજન કાઢીયાં લીજીએ,પછે પંથ આપણ કીજીએ; ગયા રાય તે ગામજમાંહ,નાર સાંઢણી રહ્યા રણમાંહ; એટલે આવી ગુણકા પાસ. મળી ભેટીને કીધી આશ. મને તુજશું અદકુ હેત; તું તો માહારી સાચી બહેન, તું સામનીની દીકરી; મારૂ થયુ અદકું

આરતી ફરૂકે બારીએ કેવળ શ્રીમંતશાને ધનબળે વેહેપારી જુગ જોડ; સોના કેરા વાવટા ટકા છપન કરોડ એક એક ને પ્રીછે નહી, કાને સાંભળે નામ; એક દશા વસે છે એકજ ગામ દરીયા પારે આવીયો, અરીક વહેપારી એક; તે પાસે એક રત્ન છે,બીજી વસ્તુ અનેક. તેણે રત્ન ચઉટે ધરયું. જે ચીંતામણી નામ;કહો ભાઇ કીંમત કરો, તેજ દો મુજ દામ. સહુ મળીને આંકીયું;મળ્યા કીમતી જોડ; રત્ન માલ છે તેટલો,ટકા છપન કરોડ લેવાને મન સહુ કરે; પણ નહી એટલો ગરથ; સહુ જાયે પાછા વળી, ન સરે કોનો અરથ શ્રીમંત શેઠ તત્ર બોલીયો, ચાલ વેહેપારી સાથ; તે સ્થાનક ઉભો રહ્યો, લીધું રત્ન તે હાથ. તેને પુછે પ્રીતશુ, ધનપતી ધનપાળનું એનું નામ તે શું હશે, લીધો અમુલક માલ કહો શેઠ તમો કયાંવસો, કહો તમારૂ નામ; સાચુ બોલો સર્વથા,રહોછો કોણ ગામ,ચોપાઈ—શ્રીમંત કહે હું હરીના દાસ. વસુ વેહેપારી એકજ વાસ; ગરીબ વાણીયો વણજ કરૂં, જેમ તેમ કરી પેટજ ભરૂ.નામ તમારૂ અમને કહો,તમે અહીયાં કુણ સ્થાનક રહો, પુછોછો તો સુણજો તમો. સઉના પગની રજ તે અમો ધનપાળ ઉતરકુણ જેહ. તમ શેવક હું તોછું તેહ. એક એકને સંભળાવું નામ, દીઠા તારે દીધું માન, વળગ્યા બેલડીએબહુ પેર. આવ્યાશ્રીમંતશાને ઘેર. જોઇ સમરધ શ્રીમંત તણી, હરખ્યો ધનપાળ તે ઘડી, કરયો વિદાય, લીધું રત્ન તે દ્રવ્ય પસાય, ધનપાળ શ્રીમંત બેઠા એકાંત. મન તણી ભાગી છે બ્રાંત. આપણને બેને વાધી પ્રીત. તેવી કાંઇક કરીએ રીત, સરખુ ધન સરખાં ઘરસુત્ર; માહારી પુત્રી તાહારો પુત્ર, તે બેનો વિવાહ કીજીએ, લાખેણો લાવો લીજીએ;તે વાત બેના મનમાં ગમી, શોક ગયો રૂદેનો સમી.

દોહરા—શ્રીમતશાની દીકરી, ધનવંતના પુત્ર કહેવાય; વેહેચ્યા પાનને સહી કર્યો, વેગે તે વિવાય. સજન સહોદર હરખીયા, થયું નાતમાં જાણ; દ્રવ્ય અતીશે ખરચીયા, મીત કરી પ્રમાણ.

ચોપાઈ—મળ્યા સરખે સરખાં ઘર, કન્યારૂડી રૂડો વર; દીન ઉપર દીન વહીને જાય,આનંદ અદકો સહુને થાય.વરસ બે ચારેક ચાલ્યા વહી.દૈવતણિ ગત અવળી થઇ;ધનપાળ શેઠજે વ્યાધિ ઘણિ, દશા બેઠી રાહુ તણી નટી પનોતી હૈડામાંહ,ગુર બારમો બેઠો રાહ. અંતર દશા બેઠો શની. દળીદ્ર આવી ઘેર ઘણિ, ચપળ લક્ષ્મી જાવા થઇ, તે રાખી કોની નવ રહી; રોગી હતા તે રોગે મુવા. વાહાણ પરઠી પુરે ગયા; કણ કોઠારે આગ લાગીયા, લેહેણું હતું તે ઘર બાગીયા; વિમા હતા તે વાંકા વલ્યા,મીત્ર હતા તે દુશમન થયા. પરમુલક બાંધ્યોનો માલ;પડવા દેવાળે તેજ દલાલ કંઇક માલ તો લુંટી લીધ. રહિ નવશકી કાંઇ ઘરમારિધ, સગાં સહુ બેઠા થઇ સાલ; મુલેક બધાનો એવો ચાલ.

દોહરા—આવણુ હારૂ આવ, સાગરમાં જેમ પુર; જનારૂ તેમજ જશે, કાગળ બાંધે કપુર આવે અજાણ્યું એ તરે. નારીએળીમાં નાર. જનારૂં તો એમ જાશે જુલમી સાધે ધીર. ધનવંત ન કરીશ ગારવો પુત્રવંત નવ અહંકાર;ધન જોબન સુત કારમું,જાતાં કેટલી વાર. ચોપાઇ—દ્રવ્યે તણો કરે અહંકાર, નહી પંડીત મોટો ગુમાર; સમુદ્ર લેહેરે આવેને જાય, તેવી ગતિ લક્ષ્મીની થાય. નત્ર રહે રાખી એકજ ઘડી. તેની તો ચીંતા છે વડી; તેડી ન આવે કહાડી ન જાય, એવી ચપળ લક્ષ્મી કહેવાય. તે વાણિયાની શી ગત થઇ, લક્ષ્મી હતી તે સર્વે ગઇ નીરધન થઇ બેઠો ધનપાળ, ગયો સર્વ ખજાનો માલ; સુખ પાલ્ય બ ગદજ ગયા,ભંડાર હતા ને ખાલી થયા;થયા વહાણુ વાણોતર ગજ,ગઇ ગેબી ફરૂકતી ધ્વજ,નાદ મુગળ અલોપજ થયું, ભુંગળ ઠેકાણે દરદજ રહ્યું; ગયું રૂપ રંગને સહુ તેજ ગયું સહોદર કેરૂ હેત ગયું ડાહ્યાપણ શુદ્ધને સાન, ગયું છે રાજદ્વારનું માન; સહેલો હું તો. ઘાત થયો ધનનો કાળ. છપ્પો—ગ્રત વિના જેમ અંન, મન વિનાની માયા, વિદ્યાહિણો વિપ્ર. રાજ ગયે જેમ રાયા; જીવ વિના જેમ દહ, મેહે ગરજે જશો લક્ષ વાર શામળ કહે, માયા વીના માનવ કરશો.

ચોપાઇ—એવી વાંત તેની વિસ્તરી, શું કહું વારે વારે ફરી, શ્રીવંતશેઠ ને ખબરજ થઇ, ધનપાળની લક્ષ્મી ગઇ;ગયો ધનપાળ ઉઠી પરદેશ. પુત્ર સ્ત્રી તો જોબન લેશ પુત્ર ઉપાડે ભાજી ભાર; વેચે ઘેર બેઠી તે નાર. દુખે પાપ પેટજ ભરે, કાળ ખેપના એમજ કરે; લક્ષ્માંને વશ વર્તે લોક, વીવા તેનો કીધો ફોક. તે તો વાત વીમાશે પડી, વર્ષ તેરમું આવ્યું અડી; પશ્ચિમ કુણે ભગોશા શેઠ. તે પણ લક્ષપતિ છે નેટ તેને પુત્ર રતનશા નામ; વીવાહનો માંડ્યો જંગ. ફેલ્યો છે ઉછવ બહુ રંગ, કનક તણા પરાથવ્યા પાટ. જડીત હેમના ઘડીયા ઘાટ; તોરણુ બાંધ્યા છે બારણે, બન્ચે દામ વિના કારણે; નાચે અપ્સરા અપરંમપાર, ગુણીજન જશ બોલે શુભસાર. નિરગોશને દુંદભી તણા; શોભાની નહી એકે મણા. હરખ ઘણો સૌ હૈડે ધરે, બહુ નાત ત્યાં ભોજન કરે; ભેર મરદંગ ભુંગળ ઘોંઘાટ, પામ્યા લાગુ ચારણ ભાટ.

દોહરા—નાત ભોજન કરાવીયે, એમ વિમાશે રાજન; તે દહાડે શ્રીવંત શેઠના ઘેર વિવાહનો દન, રાજાએ તેડયા વેપારીઆ. પંડીત સહુ પ્રધાન, મોહોટા મોહોટા સરવને; તેડી દીધાં માન. માહારે ઘેર ભોજન કરો;દઉ નોતરા આજ; એટલો જશ આપો મુને,રાખો માહારી લાજ.રાજા તે મોઢે કહે, ફરી વચન વીચાર; આપ આ પણી નાતે સહુ, જમો વરણ અઢાર. હાકડી સહુકો હરખીયા,હરખ્યો રાય સુજાણ;

શ્રીવંત શેઠ તેણે સમે,રાયને કર્યાં પ્રણામ વિવાહ મારે ઘેર છે, પુત્રી પરણે કાલ; નયબંધુ ભોજન કરે, આજ્ઞા એવી આલ, પકવાન કરાવ્યાં પુરણ અમો, તે તાહરે પ્રતાપ; તમ સહિત સહુકો જમો, આજ્ઞા અધીપત આપ.

ચોપાઈ–શેઠે વાત કહી શીર નમી,ને માજનને મન ગમી; સહુમળી વીચારી પેર,પેહેલે દીવસે રાજાને ઘેર બીજે દીવસ શ્રીમંત મહાજન; નય બધુ કરશે ભોજન; દીધાં નોતરાં સહુકો મળી,સહુને પેટમાં સાકર ભળી મેવા મીઠાઇને બત્રીસ પાક અમ્રત અન્ન વીધવિધના શાક ચીપ આદે સહુ જુજવી ભાત,કરે ભોજન વધારે ખ્યાત જેમ ઘેર વિવાહ હોય, તે દહાડે દુખીઓ નહી કોય;ઉદે અસ્ત થાય ચારે પોહોર, કરે ભોજન સહુ કોય ઢોર. સાહસ સહુને મનવા શેક,કેશ વખાણુ જમ્યા એક; કવી કહે જમ્યા કરૂ હજાર, તોએ વખાણુ મિઠુ નહિ પાર; જામ નીશા ગઇ છે જ્યારે, સકળ લોક જમ્યા તાહરે; પરનારી પ્રજા ગઇ ઘેર વિક્રમ આપ વિચારી પેર; એમ કરતાં ગઇ મધરાત. રાયે વીચાર્યું રહીયા સાથ; જોઉં ગામની ચરચા આજ, પછે કરૂં ભોજનનું કાજ; જોઇ આજ કો વેઠે ભુખ,કોને દેહ ઢીલમાં છે દુખ. કો ભુખ્યો કે તરસ્યો હશે મહારા વરતમાં ભંગજ થશે; જોઉં ચરચા આખી રાત, પછે ભોજન કરશું પ્રભાત.

દોહરો–સજ્જ થઇ રાજા સંચરયો, નીરખે ચરચા કાજ;અદ્રષ્ટ વીદ્યા એ ચરે, સુખ સેજ્યા કરી તાજ. મેહેલી શેરી પુર પરાં કુંચી ચાચરી ચોક;ઘાટ મેહેલી શેહેર નીરખ્યું, ખુણા ખોચરા ગોખ.

ચોપાઇ–વીર ધીર માહા વીક્રમરાય. જેનો જેનો આથો જાય; કરી ભોજન સુતા સહુ લોક. સહુને સુખ કોને નહિ શોક પાછલી રતે ગયા નર ત્યાંહ, ધનવંત શેઠ ઘર જયાંહ, મા દીકરો રૂવેછે ઘણું; ગંભારી સુખ પોતાતણું,તેબેજણે એવું આદરયું વીખ ખાઇને નીચે મરૂ;આપણે ઘેર વીવાહજ કરયો તે નો અરથ એક નાવ સરયો, કન્યા પરણે બીજે ઠામ; આપણા કુળનું ખોયું નામ;મહેશ ગયો તારો બાપ. માહા દુખીયા બે આપો આપ. પ્રથમ લાગી જે માહારે પાય. તે કન્યા બીજે ઘેર જાય; ઘરમાં આવતી થઇ વાહુ, નાત નગર જાણે છે સહુ તે દુખ નો કેમ હઇડે ધરૂં, પીઉ ઝેરને નીરચે મરૂ; અત્યારે તેનો બોહ્યો તન, મરવા ઉપર મહારૂ મન; હું નીકળુંછું નગરમાં વળી લોક દેખાડે છે આંગળી; કોટી ધ્વજનો એક કુમાર, પેટ માટે ઉપાડ ભાર, આતો લખેશરી કહીને હસે, તે દુખ મારા મનમાં વસે, એવી તે કરણી શી કરી. તાહારી કન્યા બીજે વરી બોલે મેહેણા વિપરીત વાણ તે દુખે મુજ કાહાડુ પ્રાણ;મા તુજને હું કહું છું કથી. લોકોમાં રહેવાતુ નથી જીવ્યાથી જાણુંછે મરવું,મેહેણી, લા-

જને કહુ તરત; વખ ઘોળી બે જણુ પીજીએ, દેહ ત્યાગ આપણુ કીજીએ, માહારી વાતો જે કરી, એકચીતે રાખે મન ધરી, ઘોળી વીખ પીએ જ્યાહરે, બોલ્યો વીર બાહેર તાહરે. રખે ભાઇ તજે તું પ્રાણુ, ઉઘાડ બાર સાંભળ એક વાણુ,અમો તો જાતે છું રાંક નહી અમારો કાંઇ વાંક નથી અમારી ગાંઠે ગરથ નહી સરે અહીયાથી અર્થ; માટે બીજે મંદીર જાઓ, આવે હાથ તો સુખીયા થાઓ;સાચુ રાજ વીક્રમનું હોય, તુજને મારિનાંખે કોય મા હીકરો દુખીઆ છું બેય, ન રાખે તેનો સદેહ; રાજા દુખભંજન કહેવાય. શા માટે તું દુખી થાય; છાતી તેની ફાટી જાય, દુખ સાંભળતાં માહરી કાય, મુજ દુખે સાગર શુકશે, મેરૂ પરવત તે ડોલશે; લીલાં ઝાડ તે સુકી જાય, પશુ સુણે તો તરણુ ન ખાય, માટે શાને ખોટી થાઓ, જે કામે આવ્યા ત્યાં જાઓ દુખ સાંભળ શું નાહાલજ થશો, મુખ મરડી નાશી જશો.

દોહરો–વિક્રમસેન વાણી વદે રાખો હઇડે ધીર; ચોર લંપટ હુતો નહી, અમો-છું વીક્રમ વીર; તાહારૂ દુખ મનડા તણું, કેહે વિસ્તારી વાત. સાગર દુખ શું પ્રગટ છે કરતાં દેહની ઘાત તે દુખ મુજ આગળ કહો નવ રાખે મન ખેદ, પાંચ પાપ તોજ ઉપર, જે રાખે મન ભેદ. તે દુખ હું ભાગુ નહી તો, મુજને સમ એહ; તે વાચા ચુકું અમો, તો કુશી થાજો દેહ. મેહેલ લાજ મનડા થકી ટાળ દુખનો શેક, તે દુખ હું ભાગુ નહીં, તો વરત થાજો ફોક.

ચોપાઇ–મા દીકરો તે રાજા તણુ, સત્ત્વાળા વાત સાંભળી કરણુ; ધનપાળશેઠનું જાણુ નામ, છપ્પન કોટી જેને ઘેર દામ; બાહાર રતન સાતે ગાજતી, ગેમી નાદ ભુંગળ વાજતી, દેશ પ્રદેશે કેટી વાહાણ,સંભળતાં જાએ મુજ પ્રાણ રીધ બીધ ઘર સુત્ર લાડકવાયો એકજ પુત્ર શ્રીધનશા અમારી જોડ. તેને ટકા છપન કરોડ, તેને ઘેર છે એક કન્યાગ, માહરા પુત્રશું કરયો વીવાહ. વાત કરતાં વીત્યાં વરસ બાર. એવે બીજો થયો વિચાર. ધન મહારૂતો સરવે ગયું હાથે ઝાલ્યું તે નવ રહ્યું સાજુ વસ્ત્રજ અંગ, સગુ સહોદર ન રહ્યું સંગ;પડી વેળા અનાથજ તણી, બીજે ગામ જઇ બેઠા ધણી; દુરાચારી દંડજ લોક તેને વીવા કીધો ફોક, કાલ પરણશે બીજે ઘેર, સાંભળ મહીપતી દુખની પેર; સવારે જમસે બધુ ગામ. ઓછવ મંગળ ઠામોઠામ; જેથી પ્રાણ તજુ સરવથી કોઇને દાપતો દેતા નથી; દીજે દોષ આહાગ રનંત, મરીએ છ કુળની શરમને; મનમાં નથી બાંબે આંબળો, એવું દુખ માહારૂ સાંભળો. દોહરા–તજો શોક શરીરનો હઇડે રાખો હામ; તે કન્યાઆપુ તુને, તો કહે જે વીક્રમ નામ. સામ દામ ભેદે કરી,, પરણાવું મુજ તન; સમ દવાઇ સત્ય કહું, અત્યારે લેશું અંન-

ચોપાઇ–તેનું મન તો મનાવીયો, મહિપતતો મોહોલે આવીયો; પ્રાતકાળ થયોછે નેટ, તેડયા માન દેઇ શ્રીમંત શેઠ, મળીયા મેહાજન બાવન બહુ, આવ્યા રાજ સભામાં સહુ; સભા કરી દીધાં માન. પ્રીતે આપ્યાં ફોફળ પાન. આજ અમારે વીવાહ કામ. કેમ તેડાવ્યા આણે ઠામ; ત્યારે રાજા પુછે મર્મ, તમે ચાલો અધરમ કે ધરમ ધરમ અધરમ તણા ગુણ ગાઓ, પછે સઉકો મંદીર જાઓ; સત્યવાદી જો સત્ય ચુકશો, તો હાથે ધર્મ મુકશો; વેહેવારીયા કહે છે સઉ વાત, જુઠ નહી બોલું વીખ્યાત, જુઠાને પાસે નવ વસું જુઠી વાત દેખી નવ હસું; બોલ્યું અબોલ્યું હું નવ કરૂં, જુઠા સાથે હુ નવ કરૂં રાજા કહે લખો તે લેખ જુઠુ બોલો મેખાંનમેખ; કુડ જુઠુ બોલો આ દીશ, તો શો દંડ તમારે શીશ આ જાતે જુઠુ બોલુ અમો, તો ગુનેગાર કરજો તમો; તેને મોઢે કરાવ્યો ન્યાય. એવો પ્રપંચી પોતે રાય.

દોહરા–તાહારા ઉદરની બેટડી. તેનો વીવાહ કીધ; નાત સભા સહુ દેખતાં; વાત કરીતી સીધ-લાડયાં મોટયાંને જમ્યો, આવ્યો એક એક ઘેર; બીજે ઠામ પ્રણાવશો, તેની તે શી પેર સહુકો તેમાં સાખીયા, વરણ અઢારે લોક, બીજે ઠામ તેનો વરે; એહ ડાહપણ તે ફોક; તેનું કારણ કોહો મુને. આપ વીચારી મત, પૃથ્વી રસ કેમ પાકશે, એતો શાસ્ત્ર અસત્ય.

ચોપાઇ–શ્રીવંત કહે સાંભળો વાણ, રાજાજી છો ચતુર સુજાણ; કુળ કુટુંબનો શોછે અર્થ, પ્રથમ મેં જોયોતો ગ્રથ. મન વીવાહની ઇચ્છા ધરી, ગ્રથ જોઈ આપી દીકરી. જેને સાત ધજા ઉડતી, ગેબી નાદ ભુંગળ વાગતી, છપનપર ભુંગળ જેહને, કન્યા દીધીતી તેહને; મુજથી અહકો મનમાં ધર્યો, તે વેળા મેં વિવાહકર્યો, એને થયો ઇશ્વરનો કોપ. દ્રવ્ય બાધાનો લોપ; મેં જોયું તું તે તો ગયું, ત્યારે શાનુ સગપણ રહ્યું. કરતો નથી હું નો અન્યાય. બીજે ઠામે દેઉ કન્યાય.

દોહરા–રાજા કહે ધન કારમુ. આવે આજ જાય કાલ; વેહેવાર રાખે જો તાહરો, તો પેહેલાને કન્યા આલ. એનો ગ્રથ કેહે કન્યા ગયો; મન વીચારી જોય; આજ એને શું નીપન્યું. તે કાલ આપણને હોય.–ચોપાઇ–રામ રાવણ સરખા જેહ, લક્ષ્મી સહીત ન ગયા તેહ, લેહેરનીર અસંખી છાંય. તેમ લક્ષ્મી નીત આવે જાય; ગ્રથ તાહારા ઘરમાં છે જાણ, આપ થોડા નહી થાએ હાણ, વેહેવારીયો કેહે સાંભળ રાય, બેટી મોટી કુળ કહેવાય- અસત્ય આચરવા માંડયું તમો, હવે દેશ નહિ રહિયે અમો; કોડ વાત શું કહીયે કથી, એને કન્યા દેવી નથી દોહરા–મહીપતે મન વિચારયું, સત્યકહુ એ મર્મ; એનો વાંક નવ કહાડીએ, એ બોલ છે અધર્મ, વિક્રમસેન વાણી વદે, તાહરા મુખનો ન્યાય; તુજને ભાવે તે કર, પરણાવું કન્યાય; તુજને દુઃખ દેવું નહી, નિસ્ચે

કરવું કામ. તે જેયો તો તે થશી, આપુ સવાયો કામ. માહા કજે ધન લાવિયો, ધરખિપત માહા ધન સર્વ આપુ તેહને, આપ ચલાવું મન.

ચોપાઇ–પોઠ ભરાવિ ટકા તણિ. મોકલી દીધી તેણિ ઘડી; ધનપાળશા કેરે ઘરબાર, મોકલ્યો તે માલ અપરમપાર. કર્યો પાછો શ્રીમંતની જોડ, ટકા આપ્યા છપન કરોડ; જ્યાં પધાર્યાં લક્ષ્મી બાઇ. ત્યારે સર્વ થઇ સમાઇ. હણહણતા તોરીને ગજ, અટારીએ ફરકે ધ્વજ. સઘળી સમરધ રહી મણા, વાગે નાદ ત્યાં ભુંગળ તણા. જેમ તારા મંડળમાં ચંદ્ર, સુરજ દેવમાં શોભે ઇંદ્ર; એમ તતક્ષણ વાધ્યું તેજ; ઉપન્યું સહુને અદકુ હેત. સમરાવ્યા મોહોટા જે મેહેલ,તે આગળ બીજા સહુ સેહેલ;શ્રીવંત શેઠ વિક્રમ કહે, કન્યા આપ સુખેથી રહે; ન્યાય બોલ તેને મન વસ્યો; શ્રીવંત શેઠ હઇડામાં હસ્યો. દળદર જ્યારે નાશી ગયું, જેમ પાછું હતું તેમ થયું;વીક્રમને તો હરખ ન માય, રાજેશ્વરી મંડપ રચાય. બેશી રહયો તો બીજે ગામ, ધનપાળશેઠ તેડયો તે કામ, આમતા સ્વાગતા કીધી ઘણિ, દિધા માન ઉજેણી ધણિ; નગ્ર બધુ હરખજ ધરે; ભોજન તે મન ભાવતાં કરે લક્ષ્મી વડે તે હરખજ હોય, તેમાં શું કહેવું સોય જે વાત વિક્રમ મન વશી, તે તણી ઉપમા તે કશી.

દોહરા–સેન જે વિક્રમ રાયનું,તે વરઘોડા માંહ;લક્ષપતી લેખાવીયા,આનંદ અંગ ન માય. તે વર ગજ ઉપર ચડયો,ચાલ્યો ચઉટા માંહ,વર આગળ થઇ નીસર્યો, બીજો વર રહેનો તાંહ ચોપાઇ–બીજાને હતો ઉલટ ઘણો,સુણ્યો સાર વરઘોડા તણો, પેલા વરને દિઠો દ્રષ્ટ, તે વર મનમાં પામ્યો કષ્ટ. મહારી કન્યા વરશે એહ, હું તો માહારિ પાડુ દેહ;ગળે ફાંસો ઘરમાં ઘાલીયો, તેને માબાપે ઝાલીયો, થઇ બુમારવ માહા પોકાર, ગયા લોક સહુ જોવા દ્વાર; વીક્રમસેનને ત્યાં થયું જાણ, આવ્યો તતક્ષણ તે પ્રમાણ રાજા કહે એનું શું દુખ. ઇશ્વર એની ભાગે ભુખ;ત્યારે વણીકતો બોલ્યો વાણ; સાંભળ રાજા ચતુર સુજાણ. માહારિ કન્યા પરણે એહ, તે માટે તજું છું દેહ;લોકને શું મોહો દેખાડશું,તે માટે મરશું હું,રાજા કહે તું સાંભળ ધીર, હું તુજને પરણાવું વીર; પ્રધાનની પુત્રી છે જેહ. તુજને પરણાવું તેહ; વડા વજીરને તેડયો પાસ અતિશે દીપી સભામાં આશ.દોહરા–તહારિ છે જે બેટડી;પ્રેમદા રૂપ નીધાન;તે માગી મુજ આપીએ,હું દેઉં કન્યાદાન વરને પોતે પ્રીછવ્યો. તેડી વરને સાથ; હાથી પર બેસારીયો; આપ્યું શ્રીફળ હાથ; નીશાન આજે ગડગડે, ફેલ્યો છે બહુ રંગ; જેવો શેઠ શ્રીવંત વર, તેવિ શોભા સંગ. એક વરનો જઇ ઉતરયો, જ્યાં ઘર શ્રીવંત શેઠ, બીજો વરતો ત્યાંહાં ગયો,રાજદ્વારે હેઠ. રાએ પગ પખાળીઆ દીધુ કન્યાદાન, પરણ્યો પુત્રી પ્રધાનની, પામ્યો સનમાન.

ચોપાઇ–રાયે આપ્યું ઉપર ધન,બીજા વરનું માન્યું મનઃપરણ્યો ધનપાળ શે-

કનો પુત્ર, આપ્યું રાજાએ ઘરસુત્ર, એવો રાજા ભારે ભુપ;જેમાં ઈંદ્ર સરીખુરૂપ, જેને નામ જાએ પાપ. સમરે જાએ સરવે તાપ, નીરધનીઓ ત્યાં પામે ધન,સ્ત્રી વંઝા તે પાબે તન; મુરખ જન વિદ્યા પામશે; દેહરોગી દુખ વામશે; પાપી પણ થાએ પવિત્ર, શુભ પ્રકારે શુણે ચરિત્ર. દુદ્ર રદે તે કોનળ થાય, વાધે પુન્યને પાતિક જાય; એવું સાંભળી આપે દાન. આ લોકે પરલોકે માન. માટે કરજો સહુકો પુન્ય, એથી રૂડુ નથી કાંઇ અન્ય.દોહરા—કહે પુતળી ભોજ સુણુ વિક્રમનો મહિમાય એવાં જે પ્રાક્રમ કરે,તે બેસે સિંહાસન પાય;એમ કહીને પુતળી, આપે ગઇ આકાશ;એહ કથા પુરણ થઇ, કહે કવી સામળદાસ શ્રોતા વક્તા સાંભળો કહે કવિતા કરજોડ;શામળભટ કહે બોલજો જયજય શ્રી રણછોડ.

## વારતા ૯ મી હંસની.

કામાક્ષી નામની નવમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ દોહરા—આરાધુ ગણપતને, ચરણે રાખું મન; આનંદ થયો મન ભોજને લીધું શુભ લગ્ન. બટુક ભેરવ પ્રત્યક્ષ છે, તે નોધાર્‌ાં આધાર,જે કહેવાયે તમ તણો, કરો તેહની સાર. જોતિષ તેડી પુછીયું,આપો મુરત દાન;સાહાસન પુજા કરી, કહ્યું બેસવા મન;સિંહાસનને નીરખીઉ મન મગન; કીરપા કરે મગવીર તું, જે જાણિ તુજ તન. મળી જોવા સહુ મેદની, અષ્ટાદસ સહુ વરણ,અવાજ થાય દુદંભી તણો, પડયું ન સુણે કરણ, ભોજે પ્રદક્ષણા કરી, આસન બેસે જેમ,માં મા કહીને પુતળી, બોલી કામાક્ષી તેમ. સિંહાસન વિક્રમ તણું,પચાડ઼ઈ અભેદ, પરદુખભંજણ સુખ કરણ, વાચા પાળે વેદ,તે સરખો દાતા થશે, ઉદાર ચિત મહા મન; પરકાયા પ્રાક્રમ કરે, તે બેસે આશન; ભોજ કહે સુણ પુતળી, વિક્રમ મહિમા જેહ; તે સાંભળવા મુજને, દુધે તરડયા મેહ. બોલી કામાક્ષી પુતળી સુણ ભોજ મન આપ મન વાંછીત પામે સહી. ભેદિ ન શકે પાપ.

ચોપાઇ—વીક્રમરાજા હરખે ઘણું,સઇન્ય સુંદાટયું પોતાતણું;ગયા વાડીએ રમવા કાજ,રંગ મોહોલ કીધોછે તાજ,ભાર અઢાળ ફળ્યું છે વન,જોઇને હરખ્યું મન;કમળ ચુંટયાહાથેકરીવેણી પુષ્પને છાબજભરી; સ્નાનકરયું અવંનીધણી, શેવાકરીશંભુજી તણી.કરિઆરતી લાગ્યાપાય,પ્રસન થયોછેભોળોરાય;પદીનિશા અસવારી કરી, ગામ આવવા બુધજ ધરી; વાજે છે નીરઘોશ નિશાણ,નવ સ્થલે દુશમનના પ્રાણ, સુખ જાણે સરદનો ચંદ્ર, જેવો રાય અવનવો ઈંદ્ર; કરે જશ ચારણને ભાટ, સેન્યા ચાલી આવી તે વાટ, ક્ષીપ્રા તટ આવ્યા જેટલે. મોટા પ્રમદીઠા તેટલે, સેન્યા સહુવળાવી ઘેર, રાય મરગીયાની માંડી પેર, હું એકલો જાઇશ સોય, પુંઠે જન આવો નહી

કેય;ભરી ફાળ નાહો વન; પ્રગ પુઠે જાય વિક્રમ રાજન. રમી શીકાર રાય પાછો ફર્યો, આપ શોક શનમાંથી ટળ્યો; કણબી એક દીઠો વાટમાં બેઠો છે માળે ઠાઠમાં ઉભો ઉભો ગોફણ ફેરવે, હાંકે હુરા હોહો કરે.નાશે જનાવર દોદસ જાય, તેતો દ્રષ્ટે દીઠું રાય.એ પંખીને અહદ્રી ભુખ,એનું તે કોણ જાણે દુખ એની મનમાં દયા લાવીયો, પોતાને મંદીર આવીયો;પ્રધાનને ત્યાંહા કહ્યાં વચન,રણમાં જઈ ભરાવો અંન, અંનના કોઠાર કીધાં ઘણા, ઘાટ કરાવ્યા પાણી તણા, જેના જેવો જોઈએ અહાર, ઠામ કીધ અંબાર; દેશ દેશને ઘાટે ઘાટ, પરબો મંડાવી ચોહો વાટ;નીર પીએ ને દાણા ખાય, સહુ જનાવર સુખીયા થાય; મનુશ કીર્તિ તો પેહેલી હતી,પખીમાં પછે થઇ છતી;ધન વીક્રમ મહારાજ, તુજવીના કુણ કરે પરકાજ, એવી વાતો પંખી કરે,આનંદ વિનોદ વનમાં ચરે,માન સરોવર છેજી જ્યાંહ,પંખી હંસ વહેછે તાંહ,પાછળ પાળ સ્ટીક તણી,તે સરોવરની શોભા ઘણી સાક્ષાત અમ્રત તેમાં ભરયુ,મહાપુરશ માનુ ભાવે કરયું; વ્રક્ષ અમ્રત ફળ હોય તે, મહીમા જાણે નહી કોય,કમળ ફુલે છે લક્ષ પ ખડી. જે દીઠે ઠરે આંખડી, તેહ સરોવર રહે છે હંસ, પંખી પણ દેવતાનો અંશ. સુરજ કાંતી મણી શોભે, જ્યાં મોતી તણો વરશે મેહ; તે હંસતો મોતી ચરે સ્વર્ગમાં આવા ગમન કરે.

દોહરા—હસોવાર્ક્ષી પુતળાં, પવીત્ર જેની જાત.તેણે કાને સાંભળી,વીકરમા જીતની વાત. દાતા છે પૃથ્વી વિષે, કરે ઘણાં પરકામ;વાચા અવીચળ તે ખરે, પરદુખભંજન નામ. ચાલો જઈએ જાત્રા જોઈએ વકરમરાય;દાતાનું મુખ દીઠહે, કોટી જગન ફળ થાય.જોઈએ કેવું નગ્ર છે,કેવો છે તે ભુપ; જેવું કાને સાંભળ્યું ,તેવું જોઈએ રૂપ ચોપાઈ—હંસ મન વીમાસણ સુણી,ચાલ્યા સહુ ઉજેણી ભણી;આવ્યાસમીપ ઉજેણી ગામ.દીઠી શોભા ઠામે ઠામ,દીઠા વિક્રમ કેરા મેહેલ,તે આગળઈંદ્રસન સેહેલ; સતરૂપીયું ધરયુ છે ધન,ત્યાં વીઘન નવ લોપે અન;બીજો થયો હોય વિક્રમ પખે,જોતીશ શાસ્ત્રમાં શક કેમ લખે. હંસે શોભા દીઠી ઘણી,ધજેવે કહેવાય વડ લંકા તણી; જોતેજોતો આવ્યા તાંહ. મહારાજા બેઠા છે જ્યાંહ, કોટી રવી ઉદયો છે જેમ, અકસ્માત અજવાળું થયું તેમ; રાજાએ ઉચુ નરખીયું,હંસ હઇડુ હરખીયું. ધન સફળ મહારો અવતાર, આ પંખી આવ્યા મુજ દ્વાર,દંડવત કરી નમાવ્યું શીશ, ધન વેળા ધન આ દિશ, ગુણુ જાતને શું તમ નામ, સેવકને દીજે કાંઇ [illegible] જમો છો શું મુખવાસ,આવડુ રૂપ તમારી પાસ. મુજ રાંક ઉપર કરણા કરી, પુછેર ાજાએમ ફરી ફરી;બોલ્યાં હંસતો એમ વચન.સાંભળજો રાજનવીક્રમ છપ્પો—માનસરોવરતીર; નિર અમરત તે ભરીયાં,દ્રૂમ લતાની જાળ,પાળરવાટીકનાં ટરિયાં,નહિ દીસ નહી

રાત, જોતકાર તે ઉદ્યોતિ; સહુની ઉજ્વળ દેહ, મેહ વરસે તાંહાં મોતી, ત્યાં નાહે નિત દેવ,શેવા કરે નીત્ય હરીહરની; ભોમી કંચન વરણ છે જાણે શોભા સ્વરગની.

ચોપાઇ–વચન સાંભળ્યું હંસે ભણ્યું, હઇડુ હરખ્યું વિક્રમ તણું; ભલે પધારયાં મોહોટાં ભાગ્ય, પ્રદક્ષણા દેઇ લાગ્યો પાગ;રહો પરણા માહારે ઘેર, કરૂ શેવા હૂં રૂડી પેર. દોહરા–તાહારે હંસજ બોલીયા, અમારે મોતીનો આહાર;ને અમુલખ નવ તમ ઘેરે; કયમ રહીએ આ ઠાર,રાજાએ મોતી મંગાવીયાં, વેરાવ્યા ચોપાસ, ચરી હંસ સુખીયા થયા,પેહોચિ મનની આશ દુધ પાણી કરયાં એકઠાં,મુકયાં હંસ હજુર;દુધ દુધ પ્રાસી ગયા પાણી રાખ્યું દૂર, ત્રાયા તોરી કવીતર, નવરસ ચતુર અનેક;ખાર નીર કરે અંતશું, હંસ ચતુરછે એક.

ચોપાઇ–રાખ્ય દિવસ આઠ તે સાર, મન વંછી ૧ મોતીના આહાર; થયા વદાય આજ્ઞા લીધ, હંસે પંથ કરયો છે સીધ. કહેજે અમસરખુ કંઇ કામ, અનોહું તમારે નામ રાજાનો સભામાં ગયા, હંસ દેવનો વદાયજ થયા;દીનપરદીન તે વાતજ થઈ, કીરતી સ્વરગ પાતાળે ગઇ.સુરનાયક જે ઇંદ્રનું નામ, પડ્યું જગત તણું તેણે કામ; મળ્યા રાહસ્ર અઠાશી રૂખી અષ્ટ વશીષ્ટ દુર્વાશા મુખી;દેવ મળ્યા છે તેત્રીશ કરોડ, જમ વરણને અગ્નિ જોડ, અષ્ટ કુળ પર્વત નવ કુળ નાગ,સાત સમુદ્ર લેવાને ભાગ; નવશે નવાણું સરીતા મળ્યાં, અડસઠ તીરથ આવી ભળ્યાં;નક્ષત્ર ગ્રહ તારાને રવી, બ્રહ્માદીકની શોભા હવી,બ્રહ્મા વિશનનેશીવ મહારાજ મળ્યા જગત આરંભણુ કાજ, અષ્ટ ભૈરવ મળ્યા મહાવીર; ચોમઠ જોગણી જાણી તિર, શોખી સરાગાઇ સાર, બીજાં વાજાં અપ્રમપાર, ગુણીજન જશ બોલે વાત. એક એકની વખાણે વાત; સાંભળજો સુરપત રાજન, તાહરે બોલ્યાં હંશ વચન; ત્રણુ લોકમાં નવ અવતાર; વીકરને ઉજાળ્યુંપાતસાર.

દોહરા–અનેક રાય આગળ થયા, સહસ્ર લક્ષ કઇ કરોડ; નથી દીઠો નથી સાંભળ્યો વિક્રમ કેરી જોડ. શુરનાયક શોભા ઘણી, ઓછવ મંગળ ચંગ; વીક્રમ મહીમા આગળે,કો નાવે પ્રસંગ પ્રાણ આપે પરકારણે,પરદુખભંજન હેજ;એવો વીક્રમ એક છે,તેથી ઇશ્વરતુ તેજ.સુણુ તે સુરપત કોપીયો,ચઢી ઘણેરી રીશ; પગથી ઝાલા પગટી, જઇને ભેદી શીશ,હંસ જાયુ જેચતુર છે પણ સહુથી એહ અજાણુ; જ્યાંહાં બેઠા છે સુરપત કેમ કરે મનુશ વખાણ.દીધા શાળા ગ્રહ હંસ તે,પોતે સુરપત રાય;વીક્રમને જાણુ ખરો,તેમને મુકાવી જાય.એમ કહીને લોહમાં જડયા;પુડળ મેહેલ્યા રખવાળ; કહે વીક્રમ મુકાવશે, કે આવ્યો તારો કાળ.

ચોપાઈ–જગત પુરા જ્યારે થયા,સહુ સહુને ઠેકાણે ગયા;હંસ પડયા કાળાગ્રહ જઈ, જઈ ખબર માનસરોવરે થઇ આઓ જોતી હતી વાટ, સાંભળતામાં થયો ઉચ્ચા-

કો આગળ કહીયે જઇ દુખ; કેમ આપણુને થાએ સુખ; કોને જઇને કહીયે પેર, હંશ આપણે આવે ઘેર, વીચાર મળી સહુ જુથ, માન દેઈ તેડયો એક દુત, વીકરમ પાસે જઇને રહો; હકીકત આપણી જઇ કહો; કીરતિ રૂડી કરી તમ તણી, કોપ્યો, ઈંદ્રાસનનો ધણી; તેતો અમને અદકુ નડયા, હંસદેહ કાળા ગ્રહ પડયા; ચાલ્યો દુત તે વાણિ લહી. વીક્રમ આગળ આવી કહી; રાજાએ દીધાં બહુ માન. વસ્ત્ર આભુશણ પાન. દોહરા–રહો મંદીર તમો માહરે, મટાડો મનમાં શોક; મુકાવુ નહી હંસને; તો તીર્થ વ્રત થાજો ફોક, દુત કહે રાજા સુણો જાશે એના પ્રાણ; શીઘ્ર મુકાવો તેહને, તો દીજે તમને લાહાણ. વીક્રમ કહે રહો સાંસતા; રાખો હઇડે ધીર, જ્યારે હંસતે છુટશે ત્યારે લશું નીર; શેવક શ્રી હરસીધ તણો; પાસે વીક્રમરાય, હંશ મુકાવા કારણે; પોતે તતપર થાય, દેઇ વચન તે રાખીયો, મનમાં ઘડીયો ઘાટ; રાજ રીધ સર્વ નીરગમી જાવા વસમી વાટ. ચોપાઇ–ગજરથ ઘોડા અર્થ ભંડાર, મેહેલ્યુ ક્ષણું ન લાગી વાર; પ્રધાને તો સુપ્યો વાટ, ચાલ્યો વસમી કેરી વાટ, મનમાં રાખી છે ગહાધિર, તેડયો આગીયો સાથે વીર, પ્રધાનને સઘળું દેહનું સુખ, નીંદ્રા ત્રષા તડકો ને ભુખ; ઉવારું અંગ અણુવાણા પ [illegible] ત્રડે પોતાની કાય; મુખ જપે હરીહરનુ નામ; સરીતા ત્રડ આવ્યું એક ગામ.

દોહરા–સુખવતિ નગરીજ છે, પાવત્ર પશ્ચિમ દેશ; શેત્રરમાંધાતારાજીયો, જોબન ઝાળેશ્વરા; કરણ સમો દાતાર છે કામ સમાને રૂપ; હરીશ્ચંદ્ર સરખો સતવાદીયો, ધર્મ સરખો તે ભૂપ. ચોપાઇ–તેના દેશમાં વીકરમ ગયો. વણીક વાસ જઇ વાસો રહયો; હારના ધણીએ દીધુ માન, આણી આગળ મુકયાં પાન, કામ કાજઅમને દીજીએ. જે જોઇએ તે માંગી લીજીએ, ખાટ તળાઇ જોઇએ જેહ, હાજર આણી કીધું તેહ, ત્યારે વીકરમ બોલ્યા વાણ, સાંભળ ભાઈ ચતુર સુજાણ; શી કમાઇ તારે હાટ, આવડુ ખરચ કરે શા માટ, પંથીને આપે છે લાહાણ, શું તારો ઘેર આવે વાહાણ; આધ શકિતની તુંજને આણ. જો સાચી નવ બોલે વાણ; તેહનો મુજને આપો પાગ, સહુને કયાંથી આપો આહાર. દોહરા–ત્યારે તેતો બોલીઓ; સાંભળ પંથી વેશ, દ્રઢ વિશ્વાસ આણો તમો, હું સાચુ બોલેશ; મહારા નગરનો રાજીઓ સેલરમાંધાતા નામ; સદાવરત છે તેહને, કોઠાર ઠામો ઠામ; જેને ઘેર વાશો રહે જે કો પંથી જન, આગતા સ્વાગતા તે કરે, પણ ખરચે રાયનું ધન; ભુખ્યો તરશ્યો રહે નહી, જે આવે નગ્રમાં આપ ઘે ઘેર અનંત ભરાવીયાં એવો રાયનો પ્રતાપ. ઢોલીયા તળાઇયો ગોદડાં, ખાન પાન શુભપેર; પ્રતાપ, સર્વ રાજાતણો. તે છે માહારે ઘેર.

ચોપાઇ–વીક્રમે વીચારી પેર, જોઉ આજ ચરચા એને ઘેર, સદાવ્રત આપે સર્વ, રાજા કયાંથી ખર્ચે દ્રવ્ય, રાજાએ સંતોષ્યું તેનું મન, મેં હવડાં કીધુ ભોજન, રહે શું ચોહાણુ તાહરે હાટ; લેશું પ્રીતે અમારી વાટ; વણીક તે ઘેરજ ગયો, વીક્રમતો ને

સ્થાનક રહયો;અરધ નીશા ગઇ જયાહરે, સકળ લોક સુતા ત્યહાર્;ત્યારે ઉઠયા વીક્રમ વીર બાંધી કાછ થયો મહુ બિર;ખડગ પોતે ધરીયું હાથ, વિર આગીયો પોતાને સાથ. નીશા ચરચા જોવા નિરધાર,ગયો સેવરનો જયાંહ, દરબાર,અદ્રષ્ટ વિદ્યા મનમાં ધરી; જુએ રંગ મોહોલનેત્ર ભરી ચડયો ઉંચી અટારી જયાંહ, સેવરમાંવાતા ચોહ્યા તાંહ, વીક્રરમ ત્યાંહાં પોતે જેટલે. સેવરરાય ઉઠયો તેટલે,ઉઠી ઝાબમાં પુષ્પ; જ ભરી કુમકુમ અક્ષત હેને કરી; પુરૂપચંદન મેવાફળ આહાકર. ચાલયો ક્ષણુ ન લાગી વાર. ઉતર્યો અગારીએથી જેમ, પુઠે વીક્રમ ચાલ્યા તેમ, જેમ જેમ સેવર આધા પગ ધરે, પુઠે વીક્રમ પરીયાણુજ કરે; મુકયું ગામ ઘર પાળ પ્રકાર, આવ્યો નગ્રથી તે બાહાર: આગળ પાછળ ચાલ્યા જાય. તે નવ જાણે શેવરાય; નથી પાસે કોઇ બીજો સહાય; આપે મહા અરણમાં જાય; સેવર ગયો સાગરની તીર, પુંઠ જાય છે વીક્રમ વીર, જઇ સાગરમાં સ્નાનજ કર્યું ધ્યાન ચંડીનું મનમાં ધરયું; કરી દિપક જેત વિશાળ,શીંદુર તીલ કરયું છે ભાલ; ઘાલ્યો કંઠ કરેણા હાર, સ્તુતી કીધી છે અપ્રમપાર, શેવરે આરાધના કીધી ઘણિ; આવી ત્યાં ચોસઠ જોગણી; કાન હાથ વાસો ને ચરણ; કોને કોટ નાશીકને કરણ; વસી જોગણી ઠારોઠાર, રૂધાર માંસ તણો છે આહાર;રૂધીર ચુસી સરવે ગ્રહ્યું,તે વીક્રમ રાજાએ કહ્યું, નીપન્યું તે જોઇ સઘળી વરત સેવર દેહમા રહ્યાં છે અસ્ત,પુર્ણ સંતુષ્ટ થયાં તે દેવ પછે પ્રસન થયાં તતખેવ. દોહરો—કરી અસ્તજ એકઠાં, ઉપર ઢાંકયું ચીર; અમરત શુભ અંજન કરયું. ઉપર સીંચ્યુ નીર, તે રાજા બેઠો થયો, વળી જોડયા બે હાથ; પ્રદક્ષણા પોત કરી, બોલ્યો જોગાણી સાથ વરસાદ વરસ્યો ત્યાં હુનનો ક્ષણુ ન લાગી વાર; એક ઘડી વર્ષી થઇ, હુનજ અપ્રમપાર. જોગણી અલોપજ થયાં. તે વેળા તે દિશ, બાંધિ શેવરે ગાંઠડી, આપ ચડાવી શીશ, નગર ભણી તે આવયો, માથે છે બહુ ભાર; તે ચરચા વીક્રમે જોઇ, કોઇ ન જાણે પાર, ધન નાખ્યું ભંડારમાં, દુખ સહયુ નીજ જાત; એમ કરતાં નીશા ગઈ અરૂણુ ઉદીયો પ્રભાત.

ચોપાઇ—કરયું સ્નાન દાન ભોજન, પડી રાત વીત્યો ને દન;વિક્રમ કહેનિશ ચરચા જોઉ. મહારા મનનો સંદેહ ખોઉ. રાત અરધ ગઈ જયાહરે,નિકળ્યો છે શેવર તાહરે; પેહેલે દિવસે ફ્રીધું જેટલું, બીજે દિવસ વિન્યું તેટલું, તે વિક્રમે મન રાખીયું, રાજાનું કારણ પરખીયું, શેવરરાજા પછે આવ્યો ઘેર, વીક્રમે વીચારી પેર. સદાવ્રત કરે છે જેહ, ઘણું કષ્ટ વેઠે છે દેહ;વેઠે નીંદ્રા તજે સુખ જીવ જાતાં પામે છે દુખ; પરદુખભંજન હું કહેવાઉ, સુખ ફ્રીધા પાખી કેમ જાઉ ધીઠું તે જણાવું મરમ, એ વાતે નહી મારો ધરમ; સુખ કરૂ એને શરીર. તાહરે સુખ પીઉં હું નિર; ન કરૂં સુખતો દહાડું પ્રાણ, કરી પ્રતીજ્ઞા મનમાં જાણ. મનમાં લાગ્યો દારૂણ સુર; એટલે મેર પોત્યો શીશુર વીક્રમ હઇડે મનછા ધરે, હિમત મેહેલે અર્થ ન સરે; પ્રજા

સામગ્રી પોતે ભરી, પહેલે દિવસ દિઠી તે કરી ચોરી ત્વચા પોતા તણી.તેમાં ભરી મીઠાઇ ઘાણુ, ચરણ ઉદર વાંશોને હાથ. ભરયા બેહેક કસ્તુરી સાથ, પોત પોતાને હાથે કરી. અંગ અગમાં સાકર ભરી, બીજા મેવા અપ્રમપાર, લીધો અમ્રત અદ્દકો આહાર; પુષ્પ સુગંધ તંબોળને ધુપ બ્રી થાળ ચાલ્યો તે ભુપ.

દોહરા—રાજા સેવર નથી જાણુતો;જે વીકરમ ચર્ચા જોય; વીક્રમ એક મનમાં લહે, અન્ય ન જાણે કોય, ચોપાઇ—રાત પોહોર તે ચાલ્યો વીર મનમા રાખી અદકો ધિર;જયાં ધેવર પેહેલે દીન થયો,તાંહાં જઇ વિક્રમ ઉભો રહ્યો.સેવરે ક્રીધુતુ જેટલું, જઇ વિક્રમે ક્રાધું તેટલું;એટલે તાંહાં આવી જોગણી, સકળ ભોગ તણિ ભોગણી. દોહરા—લીધા ભોગ નીવેદનનો; પછે થયું છે મન; સહુ મળીને એકઠી; ભક્ષ કરયો રાજન, આવો સ્વાદ અમ્રત તણો, વિવિધ ભોગ વિલાસ ધન ધન તું રાયજી, પ્રસન્ન થઇ તતકાળ;અસ્ત કર્યા તાંહાં એકઠા,ઉપર સીંચ્યું નિર.અમ્રત દ્રષ્ટે જોયું ત્યાં,ઉઠયો વિક્રમવિર; પ્રદક્ષણા પોતે કરી,નમીને લાગ્યો પાય. પ્રસન્ન થઇ સપ્ત જોગણી,વરદાન કહ્યું કાંઇ માગ;માગ કહું માગ તું, પ્રસન્ન થઇછું આજ;જે માગે તે આપુ હું,સીધ્ધ તાહારાં. કાજ.

ચોપાઇ—ત્યારે તે બોલ્યો રાજન,માગુ દો મુજને વચન;ત્યાં તો માગું હું આજ, જે મારા મનમાં છે કાજ; એવું વચન બોલ્યો તે સાથ, વચન દેવિયે આપ્યું હાથ.

દોહરા—જો વરદાન આપુ તુને સારો કારજ સર્વ;દેહ ભક્ષણ કરયા વિના, આપો એટલું દ્રવ્ય, હુંનો વિક્રમ રાજીયો, નથી મહારૂ ગામ, મુજ ઉપર દયા કરો, કરો સેવરનું કામ. ચીંતામણી એક આપીઓ.નિત કરજો પુજન; ઘાત્જ કરવી નવ પટે પામીશ એટલું ધન. કહિયે આજથી આવીશમાં, ભોગવ લીલા વિલાસ; ઘેર બેઠા મણી પુજજો, ધન પામીશ બારે માસ.

ચોપાઇ—પછે જોગણી બોલ્યાં વાણુ સાંભળ વિક્રમ ચતુર સુજાણ;આપજો શેવક ને મણી.ટાળી ચીંતા તેહજ તણી. પરગજુ તું છે રાજન તેણે સંતોખ્યું મુજ મન; તેનું હેત ઉપન્યું છે મને, માંટ વસ્ત એક આપું તને, તે આપુ તુને હેને કરી; ઘેર જઇ આપજો સુંદરી;ઝાલા અમુલક હેકુ એક, આપુ તેજને કરી વિશેક; મણિ સેવર માંધાતાને આપજો, મહા સંકટતેનું કાપજો, હેતે ઝાલ આપી છે અમો. તેનો ઘેર લઇ જજો તમો સોહાવજો રાણીને કાન,સદા રહેશે જોબનવાન, જયાંહાં લગે ઝાલ તણો હશે જોગ, નહી જરા વ્યાધિને રોગ. પ્રથમ વસ્તુ તે પામીયો, સકળ દુઃખ દેહનું વામીયો;પ્રદક્ષણા દઇ નમાવ્યું શીશ, જોગણીયે દીધી આશીશ,માગી શીખ થયો વીદાય, સેવરના નગ્ર ભણી જાય; નીકટ નગ્ર ભણી તે વળ્યો, શેવરમાંધાતાને મળ્યો; પુરણ અરધિ ગઇ છે રાત. પશુ પંખી નહી માનવી જાત; છેક સમીપે આવ્યો ત્યાંહ, વીકરમે ઝાલી તેની બાંહ. દોહરા—મધરાતે તું નીસરયો, શું ધારયું છે

કાજ; એકલા કેમ પંથે પડો,વીકટ સેવરનું રાજ.પરવાર છો તમે કો તણા શું નામ છે જેર;કો કહે અરવાટે રમો,કહે સગે છે ચોર.માન મુકી મુજને કહો,જે મેં પુછી વાણ; સાચું કહો જે નહી તમો તો ઇશ્વરની આણ, સેવર ઉભો સાભળી, મુઠી દે મુજ હાથ:માહારે દુખે નીસરયો,કેમ કહેવાય વાત.તું હોડે છે વાટમાં મારે ઉતાવળુ કામ; રાટ કરે છે આવડી, ભાઈ તાહરૂ શું નામ, વીક્રમ કહે છે નહી કહો, પ્રથમ પુછું હું આજ; પ્રીત અમશું કર્યા વીના નહી સરે તુજ કાજ.

ચોપાઇ–સેવર કહે સાંભળો વીર, રાખો રૂદીયા માંહે ધીર;મધરાતે જે દુખીઓ થાઉં, પેટને અરથે હું તો જાઉં. મહારૂ દુખ છે સાગર ભરયું, બીજે ન જાણે હઇડું ધરયું;નીકળ્યો છું હું મ્હારે અર્થ કાંઇ આશા લેવાને ગરથ.વણકામે ન જાએ કોય આ રૂદે વિચારી જોય; મ્હારે તો વેળા જાય છે, વાર ઘણી મુજને થાય છે.

દોહરા–વીક્રમ કહે હું શીખવું,સુખીઆની પેર; કહયું કરો અમારડું જાઓ તમારે ઘેર. રાતે રળશો જેટલું, તેટલું અમારે પાસ; સેવર થયો છે આકળો, ભાઇ તુજથી હું નીરાશ. શેવર કહે છે મુખથી, તું કરે ખરો પરાક્રમ; ઉજેણીપતરાજીયો, વીકરમ તાહરૂં નામ. ત્યારે તો વીકરમ હસ્યો, સાચી બોલી વાણ જેનું નામ કહયું તમે [illegible] મુજને જાણ, તમને તો હમે ઓળખ્યા, સવરમાંધાતા નામ; કુળ તહારૂં નીરખીયું, માટે કરૂ તમ કામ. મણી છોડીને આપીયો,આણી અહકુ હેત; જેતાં આનંદ ઉપન્યો;લક્ષરવીરનું તેજ.કરો પુજન જઇ અહનુ સરે તમારો અર્થ,દુખ શરીર નેઠયા વીના, પાઓ મનવાંછીત ગરથ;રાને જાવું નવ પડે, નવ શીર લેવા ભાર.એક મણીને પુજતાં, થાશે દ્રવ્ય અપાર; સેવર કહે કયમ સાનીએ, તેનું શું એધાણ; એ કારણ તમે કયમ લહ્યું,સાચી કહોને વાણ.ચોપાઇ વીક્રમ કહે કાંઇ કારણ કથ; મારે નીકળવું સટ્યું પંથ;તારા નગરમાં વાસો રહયો, વાણીકને ઘેર સુખીઓ થયો. સદાવ્રત સાંભળ્યુ તમતણું, મનડુ હરખ્યું મ્હારૂ ઘણું. પછી તમારી ચરચા જોઇ, તે નવ જાણે બીજો કોઇ જોગણીને સમરપી દેહ,હું નતણો ત્યાં વરસ્યો મેહ;તેને માથે લીધો ભાર, આવ્યા રાજસભાને ઠાર; મેં તે મહારી દ્રષ્ટ, ઘણું દુખ વેઠો કષ્ટ. તમારા પેહેલો ગયો હું આજ;તમે કરતા તે કીધું કાજ પ્રસન્ન થયાં તે મુજને માત, તે સાનીધમે જોડયા હાથ; મુજને કહે વરદાન માગ,આજથકી તાહરૂં ફળ્યું ભાગ્ય.

દોહરા–ત્યારે મે તો માગીયું, વીચારીને મન, સેવર ઘેર બેઠા રહે, પામે એટલું ધન. ત્યારે આ મણી આપીયો, સાથ્ર કહે લઇ જાઓ. લઇ આપો સેવરને તેથી સુખીયા થાઓ, ઝાલ્ર જેડુ મને આપીયું,સોહાવો શ્રીને કાન, જરારોગ વ્યાપે નહિ, નીત નીત જોબનવાન.ચોપાઇ–તે માટે આ મણી લીજીયે, પ્રવેશ પુર માંહે કીજીએ; સેવર રાયને ઉપનિહારા, દ્રઢ કરી માન્યો વીશ્વાસ.

દોહરા–શેવર મનમાં હરખીએ, બે જણ આવ્યા ઘેર, આગતા સ્વાગતા કીધી ઘણી

પુજા બહુ વીધ વીધ પેર. ચોપાઈ—માગી શીખ તે રાજ વળ્યો,પોતાને પંથે તે પળ્યો; સેવર રાય કરયું તે ઠાર,તેનો કહેવાય પહેલો પેહાર એક પહોર. કરણનો કહેવાય, બીજો સેવર માંધાતા રાય; માંડયું સદાવ્રત ઘાટે ઘાટ,ધરમ તણી ચલાવી વાત;મા-હા પુન્યવંત કળજુગ વીખે,નહી કો શેવરમાંધાતા પગે—શેવરની વાત ઇહાંથી રહી, વીકરમની પછે શીગત થઇ; હંસ મુકાવાની ઇચ્છાય વીક્રમ પંથે ચાલ્યો જાય, શીલ-વંતી નગરીમા ગયો, પ્રજાપતિ ઘેર વાસો રહયો; સ્ત્રી ભરથાર વ્રદ્ધ ઘરસુત્ર, એક જોબનવંત છે પુત્ર, દીવસ પાછલો ઘટીકા ચાર. તે સમે રાજા ગયો તે ઠાર.

દોહરા—રૂદન કરે છે અતિ ઘણું, હઇડે ન રહી ધીગ, તે વીક્રમે સાંભળ્યું મનમાં કર્યો વીચાર.કાંરે બાઇ તું કાંરૂએ આળોટો ખાડા ખાઓ; શા માટે હઇડુ હગે, રાતાં તાતાં થાઓ.રાખી ધીરજ વાચા કેહો,સાચી કેહોને વાણ, આવડું દુખ શાથી ધરો; શી થઇ તમને હાણ.

ચોપાઇ—ત્યારે તે તો બોલી નાર સાંભળ ભાઇ તું એક વીચાર;મહારા નગરમાં છે રાજન, તેને પેટ નોહોતું ફરજન.ઉપાસના જોગણી કરી. તેને પેટે આવી દીકરી; બાર વરસની થઇ તે જોગ, તેને ઉદર વાધ્યો રોગ,તેની આજ્ઞા દીધી રાય, નીતે એક માણુસને, ખાય વારા ફરતી ઘેર ઘર, જોઇએ માનવી રૂડી પેર. ઘરડાનુ તો નવ લે નાર,જોબનવંત તણું છે કામ લાડકવાયો મારો તન આજે જાવાનો છેહન,માટેરૂદન કરૂછું અમો, પુછયું તો સાંભળજો તમો, હવે હમારા સુખડાં ગયાં;ઘરડે ઘડપણ વાં-ઝીયાં થયાં પુત્ર તણુંતો થાશે હાણ, અમે બ ઇહા તજશું પ્રાણ.

દોહરા—તેનું દુખ તે સાંભળા, બોલ્યો વીક્રમ રાય; પુત્ર તમારો જીવશે,દુખના ધરશો કાય. સાટે તમારા પુત્રને, જાશું અમો તે ઠામ; સુખલીલા તમ ભાગવો, કો નવ લે તમ નામ.ત્યારે દુખીઓ બોલીઓ, મન વીચારી આપ; લોકો દે મેહેણાં મને, મને, પંથી મરાવ્યો સાપ. ચોપાઇ—રાજા કહે ચીંતા પરહરો,મેહેલી દે મનનો આં-બળો; એમાં તે શું કારજ કશું, તમ સાટે અમે ત્યાં જશું; એટલે નીશા ઘડી ચા-રજ ગઇ, તહાં જાવાની વેળા થઇ; ગયો રાય માગીને શીખ, મનમાં ન આણી કોની બીક. ગયો દરબાર અટારી જયાંહ, અસ્ત્રી પોહોઢી દીઠી ત્યાંહ; વરસ તેરમા જોબન રૂપ, દેખી વિસ્મે પામ્યો ભુપ કાંતિ રૂપ કનક જેહની, બત્રાસ લક્ષણ ગુણ તેહની; એવિ દિઠી તેતો નાર, તવ રાજાએ કરયો વીચાર; ભર નીંદ્રામાં તે કામની, પહેલી પોહોર ગઇ જામની; જોઉં કોણ આવેછે આંહ,મનુષ્યને ખાય છે કયાંહ; નારી પોઢીતી તે ઠાર, ત્યાંહ વસ્ત્રનો કરયો અંબાર;તે સેજ ઉપર જઇ ધરૂ,વસ્ત્ર તણું એક માણુસ કરયું પગે તે દીપક મુકીયો, તે પાછળ પોતે ઢુંકીયો, વાળ્યો કાછડો સુજ તે કરી બેઠો ખડગ ઉઘાડુ ધરી; ગઇ રાત અરધી જયારે, નીસરયો ઉદરમાંથી સાપ; ન દીઠું માણુસ નીસરયો બહાર, રાજાએ દિઠું તે ઠાર; આ પાપી તે માણુસ હણે

એનો દોસ મનમાં કોણ ગણે મુક્યું ખડગ કરયા બે ભાગ, વીકરમે વધ કરયો તે નાગ; લેઇ કટકા બાધી ગાંઠડી, શીશ વાળી મુઠડી. એટલે વળતિ જાગી નાર, જેનું રૂપ છે અપરંપાર. પેટ માંહેથી વ્યાધી ગઇ, તારે કુંવરી સાજી થઈ; વારો ભરવા આવીયો, તેણે કહાડયો રોગ. બેઠો છે તે રાજવી, સુખે કર સંજોગ; પીતા માતા હરખ્યાં ઘણું, ઉલટ અંગ અપાર, ધસીને જોવા આવીયો કુંભાર કેરે ઘરબાર.

ચોપાઇ– તે રાજા વિક્રમ ગમ્યો, પ્રદક્ષણા દઇ પંથે નમ્યો; મહારી ઉતારી છે બહુ ગાળ, તમને પરણાવું હું બાળ. સાંસો મનમાં નવ કીજીએ, તે કન્યા તમો લીજીએ;થયો હરખને પુલ્યો રંગ, રાજાએ ઘેર માંડયો જંગ, પેહેલે દીન તો ગામજ ભોજન, બીજે હિવસ લગનનો દીન; તરીયા તોરણ બાંધ્યાં બારણે ઓછવ મંગળ તે કારણે, વીક્રમ આવ્યા પ્રજાપત ઘેર. માંડી વાત કહુ સઉ મેર;તમ પ્રતાપે વ્યાધી હણી, પ્રણાવશે પુત્રી તે તણી. તમ ઘેરથી ચડાવો જાન, રાજા આપણને દેશે માન; અરધું સોંપસે મુજને રાજ, સરયાં આપણ મનમાં કાજ. દોહરા–એવું તેણે સાંભળ્યું, તેણે ઢળીયાં ઘેરણ; સાસના વાસના ચેતના જાણે પામ્યા મરણ. જાણે વાણુજ લુડીયું, એમ ત્રણે પડયાં કે જાણે કોઇએ લુટીયાં લીધા ચારે ભાગ; રાજા અચરત પામીયો, હરખ થયો ચીતભ્રમ;હેત આવે મુજ ઉપરે, બીજા નજાણે મરમ. ચોપાઇ– લાગ્યો ચાર પગે લળી લળી, એટલે સહુની મુરછા વળી કોહો તમને કેમ આવી લેહેર, કાહો મુજ ઉપર આણો મેહેર. તે સાચુ ન કોહો જો મુને, સ્રી હત્યાદીક પાતિક તુને.

દોહરા–તારે દુખીયાં બોલીયાં, ભાગુ મુજ સંદેહ;મેં મોકલ્યો બાઇ તુજને,મોટુ દુખ તો એક; કાલે તું પેદા થયો, ઘરમાં અમારા કાજ; જો તું ઘેર નાવતો પામત હું રાજ; તમે ગયા; તે હું જતે, પ્રગુત કન્યા રૂપ; ભોગવત રાજ આ ગામનું, થઇ બેસત એમ ભુપ. અમો જાત ઘેર રાયને. ટાળત તરૂણી રોગ;તમો ઘેર પરણિ આવીઆ, આમ કર્મના ભોગ; વીક્રમ કહે કાં દુખ ધરો; કાં બોલે અન્યાય, સોંપુ રાજ એ નગ્રનુ, પરણાવુ કન્યાય, દુખીયા માનો નહી,ન કરે કોઇ પરકામ; તેવો નર તો એક છે, વીક્રમ ઉજેણી ગામ.

ચોપાઇ–તમો કોહોનો તેહજ હશે, કામ તમારૂ નિસ્ચે થશે; અમરત સરખી તે તો વાચ, ત્યારે મન્યું દ્રઢ ને સાચ, વાત;કરતાં દુખડું ગયું; વીતિ રાતને વાહાણું થયું, લગ્ન તણી માંડી તે પેર તેડુ આવ્યું પ્રજાપ્રત ઘેર, કાલ વારો હતો જેહનો, આજ અરથ અમને તેહનો. રાજાએ ત્યાંથી મોકલ્યો, વર બેશી આવે એકલો. વીકરમે વિચારયુ સુત્ર; પાસે તેડયો પ્રજાપત પુત્ર, પોતાના પહેરાવ્યા શણગાર. ઘાલ્યો કંઠે મુકતા ફળ હાર. જેને ઘેર લક્ષ્મી પાય ધરે,રૂપ કળા ગુણ વાસો કરે, જ્યારે

કરમ જોરાવર થયું, કરૂપ હતું તે નાશી ગયું;તે હાથીએ વરતો ચટ, નિશાન ગાજે ને ગરગડે,વિવામાં તો શો વિસ્તાર, રીતભાતને કુળ આચાર; તે પુરૂષે કન્યા વરી. થયું સુખ આંતરડી ઠરી, તે સસરાની ભાગી દાઝ, ને નમનુ સોંપ્યું રાજ.

દોહરા—રાજ લીલા ને ભોગવી, સુખ પામ્યો તે ચંત; દુખ તેનું ભાગીયું વીક્રમ પળીયા પંથ.

ચોપાઇ—એક મુકી દેશ બીજો લહે, નીશા પડે તાહાં વાસો રહે,હઇડા માંહે હરીનું ધ્યાન; હરસીધ તણું છે મન; મારગ વિષે એક આવ્યુ વન, તાંહાં નહી કોમાનવિ જન, દીઠું દેરૂ સાક્ષાત; મુરતિ તેમાં અંબે માત; અદક્ષણું રહ્યું ત્યાં ઠરી, ભાવ ભગત શું પુજા કરી; એટલે નીશા પડી છે તાંહ. રહ્યા વાસો તે દેરા માંહ. અરધ નીશા તો જ્યારે ગઇ, તે સ્થાનક એક રચના થઇ; એક ખુણે પોહોડયો રાજન. આવે એક દિઠું વિમાન. તે દેરામાં એક ગુફાય, વીમાન પાધરૂં ચાલ્યું જાય. તે રાજા જોહતે રહયો. પાછળથી તે સાથે ગયો; ધરયું ધ્યાન રૂદે વઇતાળ. વીમાન ગયું એવે પાતાળ; ગયું નાગપતીની પાસ, રાજા ઇંદ્ર કહે છે જાગ; તમને તેડે આપવા ભાગ, મળ્યા છે જેમ આપતી વાય; દેવ લોક ગાંધરવને દાય, તમને તેડવા આવીયો; કંકોત્રી રૂડી લાવીયો, માટે સઉ થાઓ તઇયાર,વીમાન પર થાઓ અસ્વાર.

દોહરો—નાગપતી તવ બોલીયો, સાંભળ દેવ વચન; માહારે તો માહા દુખ છે ગયો અમારો તન. વાડી તંબોળની, તાંહાં નીત રમવા જાય, તે રમીને આવે નહિ તાહારે મુકજો આશ; આવો હિશે તંબોળમાં. કે કોઇએ કીધી ઘાત, તે ચંપો મુકી પડયો, તેને દિવસ થયા છે સાત. તેનો શોક હઇડા વિખે માહા દુઃખીઓ મન; પુત્ર વીજોગે કરી અમો, તજ્યુ નીંદ્રાને અન, જગન વીશે નહી આવીએ. જે કહેશો તે ફોક. સુત આવેથી સુખ થશે; ગયાથી થશે શોક; ત્યારે વિક્રમ ચેતિયો, મન વિચારયું આપ,જે સરપ મેં મારીયો; તેનો તે આ બાપ;પ્રમાણ કરગો પ્રગટ થઇ;પાગ નમાવ્યું શીશ સુખ આગળ કટકા ધરા, રખે કરો તમે રિશ ઉજણી પત રાજીયો, વિકરમ માહારૂ નામ; માઠી મત મને ઉકલી,કુડું કીધું કામ. પુરણ વાત માંડી કહિ નીપજ્યું જેટલું કરમ; સાચુ હું એ બોલીયો, ઇશ્વર વાહાલું ધરમ. નાગપતિ ઘણું હરખીયા રિઝ્યુ પોતાનું મન, ભલે લાવ્યો તું કકડા, હવડાં જીવાડું તન, આણિ અમરત સીંચીયું, ક્ષણુ ન લાગી વાર. આળસ મરડી ઉઠીયો નાગણનો જે બાળ; આનંદ ફેલ્યો અતિ ઘણો, શોભા નૌતમ થાય; પંદર વરસની પદમની, ઘેર હુતીક ન્યાય પરણાવી રાજા વિરને, થયો ઘણો ઘોંઘાટ;આવો વિમાને બેશીએ લીજે સ્વર્ગ વાટ, નરપતિ વિમાને ચડયો;સાથે વિકરમરાય; જઇ પોહોતા ઇંદ્રાસને જ્યાં છે દેવ સભાય.ત્યાં ત્રીશ કરોડ મળ્યા દેવતા; નદી પર્વતને નાગ;વરૂણવાયુ અગ્નિ જેમ

હૈ પોતાનો ભાગ; સભા મધે સીંહાસને બેઠા ઇંદ્ર આસન, તેણે વિક્રમ ઓળખ્યો, વાત વિચારી મન. એ માનવી કેમ આવીયો, તેનો સંદેહ થાય; એક ધારખુ એહનું, કેવો છે એ રાય; છાબ ભરી તાંહાં હારની, તે આપી વિકરમ હાથ; લેઇ પહોચાડો સ્રસ્વને, એમ બોલ્યો તે સાથ, રખે વિસારો કોયને, રખે વધારો આજ, એવામાં જો ચુકશો; નહી રહે તારી લાજ. વિક્રમ વિમાસી ઉઠયો, લીધું હરસીત્નુ નામ, ટાળો સંકટ મહારૂં રાખો મહારૂં માન. ધ્યાન ધર્યું વૈતાળનું, ક્ષણુ ન લાગી વાર; પ્રથમ આરોપ્યો ઇંદ્રને મુકતફળનો હાર. માંડયો એક એક આપવા, ઠાલી થાય જવ થાળ; તવ હરિ લેઇ ઉમેરતો. વિર વૈતાળ;કોઇએ ભરમ જાણ્યો નહિ, પોહોતા હાર વિશેક; પ્રણામ કરયો જઇ ઈંદ્રને, વધ્યો હાર ત્યાં એક. સુરપતી ચરણે મુકીઓ, હરખ્યો સુર મહારાજ; વિકરમ કંઠે આરોપીઓ, પ્રભુએ રાખી લાજ, માગ માગ માગ કહે સુરપતિ, જે મન ઈચ્છા હોય; તુ છે પુત્ર મહારો, ખેદ ન કરશો કોય.

ચોપાઇ-તન વીકરમે જોડયા હાથ; ચરણે નમ્યો ઇંદ્રાણી સાથ, હું પુત્ર તમારો સહિ, કરૂં ભેટ એક તમને અહી; ઝાલ પેલી મુકી સાર, એમાં ગુણ છે અપરમ પાર. એ ઝાલ સોહાવે કાન, જોબન સદાયે રહેશે વાણ; હરખ્યાં ઇંદ્રાણી સુરપત જેહ, ઝાલ જોઇ સુખ પામ્યો તેહ, માગ માગ કહેછે તે સુખ, જે વાતે છે તમને સુખ.

દોહરા-પગે નમિ વિકરમ કહે, હું શેવક તમ અંશ; જો વરદાન આપોમુને, તો મુકાવો હંશ. હેત કરી છોડીયા, આપો અમુલક હાર; માન દઇ બોલાવિયા, ક્ષણું નવ લાગી વાર, કુંડળ પોતાના કરણનાં, આરોપ્યાં વિકરમ કાન;તેજ વધ્યું ત્રીલોકમાં ચરૂણ આકારે વાન પછે જગન પુરણ થયો,સહુકો થયા વદાય;વિમાન બેઠા દેવતા સહુ સ્થાનક તે જાય, હંશે હારજ આપીયો, વિક્રમરાયને ભેટ;લેઇ પધારો નગ્રમાં, દુઃખ સમસે સઉ નેટ.

ચોપઇ—માગી શીખને વીક્રમ વળ્યા; નાગપતીને સાથે પળ્યા; આવ્યા ઘેર જે નાગજ તણે, હંસ મુકાવ્યા કષ્ટે ઘણે, નાગજ કન્યા સાથે લીધ; પંથ કરવા માંડયો છે સીધ; પોતાના ઘરમાં થાપીયું, પુષ્પ એક નાગે આપીયું; રોપજો જઇ વાડીમાં ઝાડ, સોભા નઉતમ થશે તે ડાર. દોહરા—કન્યા લેઇ ઘેર આવીયા, વાગ્યાં ઢોલ નીશાન જેવા ઇંદ્રાસન અવનવો જેવો ઉદીયો ભાણુ. ગઇ વધાઇ ઉજેણીમાં આવ્યા મહિપત માહારાજ; પ્રધાન પંડિત સામા ગયા કરવા રૂડાં કાજ; મોતીએ રાય વધાવિયા. રંગ મોહોલ અવાસ, ચાર રત્નો લાવીયા પહોતી મનની આસ.

ચોપાઇ-એક કુંડળને બીજે હાર, ત્રીજું પુષ્પને ચોથી નાર, એ વરણુ અઢારે નીરખીયું, સહુકોનુ મન હરખીયું આવ્યા રાજા સુખીયા થયા વ્યાધી રોગ તે સહુના ગયા; છે નગ્રમાં ગુણુકા એક, કામ સમાન છે રૂપ વશેક; તેને ઘેર આતો એક નાર લેવી, મનમાં કરયો વિચાર; જો તુજ સાથે સાચી પ્રીત તો હું કહું

કહુ તે કરો એક રાત; રાજા હાર લાવ્યો હંસજ તણો, તે ઉપર મને પ્રેમજ ઘણો; તે લાવો જતન કરી પેર, તો આવો અમારે ઘેર; નહિ આવશો અમ મંદિર વળી, આજથી પ્રીતી આપણે ટળી; વિક્રમનો જોતા હું હાર, તો હું સઘળો પામું ભાર; સ્ત્રીનો ગ્રહે કેમ ધરૂં, કાટ ભક્ષ નરીને મરૂં; તેણે ચેતવી એવી વાણ, તજુ પ્રાણ કહિ ગયો મશાણ.

દોહરા–તે નગ્ર એક વાણીઓ, તેને છે એક બાળ, લગ્ન સમીપે આવિયોતેદિન વિવાહ કાલ; તેણે હઠ લીધી ઘણિ, નવ સમજે તે સાન; રાજા કુંડળ લાવિયા, તે સોહાવા મહારે કાન, તે આવે તો જીવીયે,વાધે રૂપ અનુપ, નહિતો દેહ હમણાં તજુ, જઇ પડુ જળ કુપ; માત તાત ઘણું વલવલે, રોતા ન રહે તન; પરણ્યા ઉપર મન નહિ, મરવા ઉપર મન. નગ્રમાં ક્ષત્રી એક છે; બાંધે શુળ હથીયાર, ચાલે પાવે પલંગપર, સનમુખ ઉભી નાર; મુછે હાથ તે ઘાલીયો, સ્ત્રીએ કહ્યું એ ધુળ. પાણિ મુછનું તાહરે ખરૂ, જો લાવે વીકરમનું ફુલ; વારૂ કહી તે નિસરયો, મનમાં વિચારી વાણ,વિકરમ વાડી તાકતાં,નિસ્ચે જાએ પ્રાણ, જાઉ ઉઠી પ્રદેશડે, દુખ વેઠે કે સુખ, એ રાંડથી હારીયો, નવદેખાડુ મુખ ચોપાઇ–એક બ્રાહ્મણકેરી નાર, વિધવા છે પણ એક કુમાર, લટકવાયો તેનો તન, નિતનીત રાખે અદકુ મન, રાજા વીકરમ લાવ્યો નાર, તે મારે મન પ્રેમ અપાર સ્ત્રી પરણુ ચતુર સુજાણ; નહીતર છાંડુ મારા પ્રાણ, દ્રઢ વાચા સત વાચા ધરૂ, નાવે સ્ત્રી તો નીચે મરૂ. વીચાર કરયો તેની માવડી, કયમ વેઠુ વ્યાધી આવડી, રાત અરધી ગઇ જ્યાહરે, સકળ લોક સુતા તાહરે; રાજદ્વાર ઓવી બ્રાહ્મણી, મહા દુઃખ દેશે હયામણી,ગળામાં ફાંસોઘાલીયો. રાજાએ દ્રષ્ટ ભાળીયો બાંધી ગળે તે ફાંસી ખાય, તે સમયે ઉઠયો વીક્રમરાય.

દોહરો–ધાડ વાળી ઘાટડી, કસીને બાંધ્યો કાછ; ખડગ ઉઘાડુ કર ધરયું, મહા ભયાનક લાછ. રચના જોવા નિસર્યો, વીક્રમ ધાયું મન; ફાંસી લે છે બ્રાહ્મણી, ત્યાંહાં આવ્યો રાજન. જક્ષણી કે શીકોતરી, કે તું વ્યંતરી નાર;કહેશું દુઃખતુજને પડયું, પ્રાણ તજે આ ઠામ, મારગ જાતું તાહારે, તુજથી આવીવાજ; હત્યાઆ પુ રાયને, તુજને શી છે દાજ.

ચોપાઇ–પગ ખેંચી ઊભો રહયો, માતા તે કારણમુજ; કહો સાચી મુજનેકહોને વાણે, આ વેળાની તુજને આણ. માહારેછે પુત્રજ એક,પ્રાણથી વાહાલોસુજવરોક; રાજા જે રાણી લાવીયો, મારો સુત જોવા આવીયો; તેને વાગ્યું મોહનું બાણ,વહાણમાં તે તજશે પ્રાણ, ત્યાર પહેલી હું તો મરૂં, તુજ સાથે બોલીશ પાધરૂ;રાજા વીકરમ ઝાલી હાથ, અમરત વચન બોલ્યા છે સાથ; બાઇ ચીંતા તજોને તમો,તેતો રાજા વિકરમ અમો. જઇ સંતોખો તમારો બાળ,આપો રાણીપ્રાજુસકાળ સંતોખી

વળી તે નાર. રાજા ચાલ્યો નગર મોજાર; આગળરાયચાલ્યો જ્યારે, ક્ષત્રી પંથ દીઠો તાહરે, રાત સમે નિસર્યો કેમ આજ, શું મારે છે મનમાંકાજ,સાચું બોલે ન કરૂ રીસ, નહીતર હવડાં છેદુ શીશ.ક્ષત્રી બોલ્યો સાચી વાણ, તુને ગમેતો લે ભાઇ પ્રાણ; અમો સ્ત્રીના મહેણા માટ રઝળવું પડશે વાટે ઘાટ, સ્ત્રીએ માગ્યું વિકરમનુ ફુલ, તેતે દુખ મુજને મહા સુલ. સાંભળી વાત તેના દુઃખતણિ, મન હરખ્યોઉજ્જેણી ધણી, આપ્યું પુષ્પ મનાવ્યું મન, ઘેર વળાવ્યો પંથીજન.

દોહરા—વિકરમ રાજા એકલો, નિશ ચરચા તે જાય; વઢતો દીઠો વાણાયો,ત્યાં ટકી ઉભો રાય, ચોપાઇ—કહો ભાઇઓ વઢો શા માટ, અરધી રાતે શા ઉચાટ; બે મોહોટા એક નાહાનો તન, શું દુખ છે પુછે રાજન. શાથી બાળક નાહાશી જાય, શાની એને મન ઇચ્છાય. દોહરો—માત તાત તે બોલીયાં, ઇચ્છામોધિમાન;કુંડળ જે વિકરમ તણાં, તે જોઇયેછે કાન. માટે એ નથી પરણતો,તજે પોતાના પ્રાણ;હું શ મોટી છે એહને; સાંભળ ભાઇ તું વાણ. અસ્વાગત તે તેની કરી, દીધી તેને ધીર; કુંડળ કાહાડી આપીયાં,એવો વિકરમ વીર; મન મનાવ્યું તેહનું ભાગ્યું તેનું દુઃખ, વળી રાય પંથે વળ્યો, કરવા જનને સુખ.

ચોપાઇ—ચાલ્યો રાય ચતુર સુજાણ, મારગમાં આવ્યું મશાણ; ત્યાંહા જુવે તો દીઠો જાર, દેહ તજ્યાનો કરે વીચાર, કાષ્ટ અગ્નિ ત્યાં એહઠાં કરિ,ચીતાપુંઠળપ્રદક્ષણા કુરી, કઠીતક જુએ હે રાજન,કરયું તેણે બળવાનું મન.રેહરે ભાઇ કરીશન ઘાત, તાહરા દુખની કહે ભાઇ વાત, ખરૂં ન કહોમુજને આપ આ તાહારીહત્યાનું પાપ. દોહરો—ત્યારે દુખીયોબોલીઓ, માહારૂ દુખ અપાર,માહારે હું શ હઇડે ઘણી, જોઇએ રાજાનો હાર. તે ગુણકાને આપવો, તેને પાડી હોડ,તે આશા નોહોતીઅમતણી, રહયા છે મનમાં કોડ.માટે દેહ કષ્ટિ મરૂ, તેમાં નહિ સંદેહ, સમ દીધા માટે સાંભળો, મોહોટું દુઃખ છે તેહ. હાર અમુલ આપીયો, પલક ન લાગી વાર;મન મનાવિ મોકલ્યો, ગયો મંદિર તે જાર.

ચોપાઇ—પ્રાતઃકાળ થયા જેટલે, રાજ આવ્યો તેટલે; રાજ સભા બેઠો રાજન, તેડાવ્યો બ્રાહ્મણનો તન.કુમ કુમ ચંદન અરચ્યા પાય,દાશીદાન કરયું તે રાય. ઉપર આપ્યા લક્ષ પસાય, કીર્તી નવલી અતી શોભાય. નવા મહોલ સુંપ્યા ભંડાર. વસ્ત્ર સામગ્રી કણ કોઠાર. એવો તે વિકરમ દાતાર. સુખ કરણુ દુખ ભંજન હાર.

દોહરા—ચરીત્ર એનું સાંભળી, દાતા આપે દાણ;કાયર તો માને નહિ, સામતો છંડે પ્રાણ. જુઠાને જુઠુ વસે.સુરાને મન સુર. હરિજનને હેત નિપજે:નીરગુણ જનને તુર. વીકરમ મહિમા સાંભળે, નિરધન પામે ધન. મુરખ વિદ્યા પામશે. વંઝા પામે તન. દળીદ્ર દુઃખ વ્યાપે નહિ રોગ.સંપ સહોદરમાં ઘણું:મટે પુત્રમંત્ર વીજોગ.

એવું સાંભળી હેતથી, કરે પુન્ય મહાદાન; ફળ દરશન રેવા તણું, નાહે ગંગાસ્નાન.
નથી થયો અવની વીખે, સતવાદિ રાજન; એવા જે રાજા થશે, તે બેસે આસન.
સુખે બેસો રાયજી, દાતા એવા થાય; પરાક્રમ એવાં ન કરો તો નવ ધરશો પાય.
એમ કહીને પુતળી, આપે ગઇ આકાશ; એહ કથા પુરણ થઇ, કહે કવી શામળદાસ.
શ્રાતાવક્તા સમજતા, કહે કવીતા કરજોડ; શામળભટ કહે બોલજો, જયજય શ્રીરણછોડ.

---

